રસિલી

# ગંજરામારૂની વાર્તા

છપાવી પ્રસીદ્ધ કરનાર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.

ત્રણદરવાજા—અમદાવાદ.

આવૃતિ ૩ જી. પ્રત ૫૦૦૦.

અમદાવાદ.

ખાડીઆમા કવીશ્વરની પોળમા આવેલા ધી "જ્ઞાનવર્ધક" પ્રિન્ટીગ પ્રેસમા [illegible]

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

કિંમત ૮ આના.

# ગજરામારૂંની વાર્તા.



છપાવી પ્રસીદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.

ત્રણદરવાજા—અમદાવાદ.



આવૃતિ ૩ જી. પ્રત ૫૦૦૦.



અમદાવાદ.

ખાડીઆમાં કવીશ્વરની પોળમા આવેલા ધી "જ્ઞાનવર્દ્ધક" પ્રિન્ટીંગ પ્રેસમાં આદિતલાલ એન. દોસીએ છાપ્યુ.



સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

કિંમત ૮ આના.

# પ્રસ્તાવના.

આપણા દેશી મિત્રોને દીવસે દીવસે કવીતા વાંચવાનો શોખ વધારે જનવામા આવે છે, ને તેઓ અમારી પાસે નવી નવી રસીક વારતાઓ હમેશ માગે છે, તેથી અમારા પ્રીય વાંચનારાઓનો ઉમેદ પાર પાડવા સારૂ અમો પોતે શ્રી ભરૂચ, ડાકોર, વડોદરા અને અમદાવાદ વગેરે જઇને બહુ શ્રમ લઇ અને પૈસા ખરચ કરી તરેહ તરેહની સારી ને શુદ્ધ વારતા અત્રે ( અમદાવાદ ) લાવ્યા છીયે તે-માની કેટલીક વારતા છાપીને બહાર પાડી છે, ને વળી જેમ મળશે તેમ છાપી પ્રસિદ્ધ કરીશુ અમારા હોંસીલા ગ્રાહકોને માટે નવી નવી વારતાઓનો શોધ જારી રાખ્યો છે. આ ગજરામારૂજીની વારતા પુરાતન ને બહુ રસીક છે, તેથી એને ગુજરાત દેશમાં ઘણા ગામોમાં રહેનારા હોસીના સજ્જનો વાચે છે પણ એ વારતા અતરે (અમદાવાદ) નહી હોવાને લીધે અમોએ ગુજરાતથી એક સારી પ્રત પેદા કરીને સારી રીતે શુદ્ધ કરાવીને અર્થ સુધાં છાપીને બહાર પાડી છે તે સુગ્ન વાચનારાઓ પ્રસન્ન થશે એટલે અમારો શ્રમ મજરે આવશે. શ્રી ગુજરાત દેશમાથી સુડા બોતેરીની વારતા સંપુર્ણ અને સારી પ્રત મેળવી તેને છાપવા માંડી છે તે હવે થોડા દીવસમા તઇયાર થઇ બહાર પડશે આ વારતાના દુહાનો રાગ કવી શામળભટની રચેલી વારતાઓના દોહરા કરતા જુદી ઢબપા ગવાય છે, તે સરવેના જાણવામા છે તેથી જે વાચશે તે અતી પ્રસન્ન થશે એવી આશા છે. આ વારતામાં આદથી અત્ય સુધી કોઇ ઠેકાણે નજર દોષ હોય તેની ક્ષમા કરવી.

---

# ગજરામાઉજીની વાર્તા.



શ્રી ગણેશાયનમ શ્રી શારદાયનમ શ્રી ગોપીજન વલભાયનમઃ
અથ વારતા ગજરામારૂજીની લખી છે.

દુહા—પ્રથમ નમુ પ્રીતે કરીરે, ગરૂવા ગણપતીને હું પાયરે; ગરૂઆ૦ મને બુધી અનોપમ આપજો, મારી જીભલડી જશ ગાયરે, મારી જીભલડી જશ ગાય ૧ માતા છે જેની પારવતીરે, જેના પીતા છે શંકર દેવરે, જેના પીતા છે શંકર દેવરે૦ સુધી બુધી દેઈને મુજને ઘણી, સદા કરૂ હુ તારી સેવરે, સદા. ૨ અંગે સીદુર છે અતી ઓપીતુ, રૂડો મોદિકનો છે અહારરે, રૂડો મોદિકનો અહારરે૦ સહુ દેવ તમારી સેવા કરે કરૂણાળુ વીઘન હરનારરે, કરૂણાળુ વીઘન હરનાર, ૩ સાચી દેવી માતા સરસ્વતીરે, તમને ચરણે નમાવુ શીશરે તમને૦ મારી જીવ્હાયે જશ દો ઘણો, રંક જાણી ન કરશો રીસરે; રંક૦ ૪ કળીયુગમા કાળીકાયરે, માતા પ્રસન્ન થયા સાક્ષાતરે, મુને વર દોને વરદાઈની, ગજરામાઉજીની રચુ વાતરે; ગજરા૦ ૫ મુરખને તેં કવી કરયારે, જીભે આપી અવીચળ વાણરે, જીભે૦ રૂડા ગ્રંથ રચ્યા અવની વીષે, તુજ કૃપાએ થયા જાણરે, તુજ૦ ૬ હે પ્રભુજી તમને નમુરે, નીશદીન ધરીને ધ્યાનરે, નીશ૦ ખરો આશ્રય છે હરી તણો, નીજ શેવકનુ રાખો માનરે, નીજ૦ ૭ જે જન સેવક તમ તણોરે, તેની પુરે મન આશરે; સદા છુંજી ચરણનો દાસ. ૮

"કવીજન ગણપતી સરસ્વતી અને ઇશ્વરની સ્તુતી કર્યા પછી વારતાનો આરંભ કરે છે."

ઉત્તર દિશાએ માંડવધડ કરીને એક શહેર છે તે શેહેરમાં રાજા જસોજામ નામે પોતાનું રાજ્ય ચલાવતો હતો. તે રાજાને સાત રાણીયો હતી તેમા ૬ રાણીયો માનીતી હતી અને સાતમી રાણી ક્ષમાવંતી હતી. તે અણુ માનીતી હતી માટે ૭ ઉપર રાજાની અધીક પ્રીતી હતી. ને સાતમી ઉપર કાઇજ પ્રીતી ન હતી. એક દીવસે એવો ગોગ બન્યો કે માંડવધડથી એક કોશ દુર, એક દીન-પર ગામ હતુ તેમાં ઘણા ગરીબ લોકોની વસ્તી હતી. તે ગામમાં એક ચાહાલણી (ઓળગાણી) હતી. તે સાવરણી તથા સુથીયા વગેરે લઇને મ્હોટે પરોઢીએ ઉઠીને માડવધડમા વેચવા આવી તે રાજાના દરબાર આગળથી નીકળી તેવામા જસાજામ રાજા હાથમા ઘોડો લઇ ઝાડે ફરવા વાડામા (સડાસમાં) જતો હતો તેને ચડાળણીએ જરાક જોનાં મનમાં વિચાર કર્યો કે એ રાજાને સાત રાણીયો છે. તો પણ કોઇને પેટે સતાન નથી તેથી એ વાઝીયાનુ મુખ જોઇશ તો મારા સાવરણી તથા સુથીયા ખપશે નહી ને વળી ઘરમા પણ કજી-ઓ કકાસ થશે ને આખો દહાડો ઉદાસીમાં જશે. માટે પોતાના હાથમાંની સાવરણી પોતાના મો આડી ધરી, કે જેણે કરી વાઝીયા રાજાનું મુખ જોવામા ન આવે એવી રીતે જે ચરીત્ર કરયુ તે સરવે રાજાએ જેયુ ને તરત પોતાના મનમાં ચેતી ગયો, ને વિચાર કરવા લાગ્યો કે નીચમા નીચ જે ચંડાલણી તેણે મારૂ મુખ જેયુ નહી તેનું શું કારણુ હશે. એવું સમજી તે અતીશે કરોધ કરીને ઓળગા-ણીને પોતાની પાસે બોલાવીને પુછે છે.

દોહા—સત્ય કહે ચંડાલણી, સામી મારજાની કેમ ધરી નારરે; સામી० તે તો કહે ને તું મુજને વારતા, નહીં તો દંડ દઉં નીરધારરે નહીતો० ૧ સાચુ ન બોલે તો જાણજે, તુને શુળી દઉં આ દીસરે; તુને० મારૂ મુખ ન જોયું તેં માનની, માટે છેદાવું તારૂ શીશરે; માટે. ૨

અરથ—રાજા કહે છે હે ચાંડાલણી તેં પ્રાતઃકાળમાં મારૂ મોં જોઇને આડી સાવરણી કેમ ધરી, અને પુઠ ફેરવીને ઉભી રહી. એવો શો દોષ મારામાં છે જે તેં નીચ જાતે મારૂં મોં ન જોયું માટે જે તારા મનમાં હોય તે કહે. જો તુ સાચુ નહી બોલે તો સહુ લોક દેખતા તને શુળીએ ચડાવીશ. એવી રીતનું બોલવું સાંભળીને ઓળગાણી કહે છે કે હે રાજા જ્યારે તમે ખરેખરી તાકીત કરી ખરૂ કારણ પુછો છો પણ હુ કહીશ ત્યારે આપ મારી ઉપર ઘણી રીસ કરશો માટે રીસ ન કરો ને ગુનો માફ કરો તો તમોને ખરેખર કારણ કહુ. રાજા કહે છે કે તું સાચુ બોલીશ તો તારો ગુનો માફ કરીને છોડી દઇશ ને વળી તારી બનતી બરદાસ કરીશ.

એવી રીતે રાજાનાં નીરભય વચન સાંભળીને ઓળગાણી રાજાને કહે છે, મહારાજ સાંભળો.

દુહો—મેલામાં મેલો જુઓ ડુંગરોરે, કાંઇ તેથી મેલો લોભરે, કાંઇ તેથી મેલો જોને લોભરે. એથી મેલો રાજા વાંજીયો, તે તો મુવે ન પામે મોક્ષરે, કાંઈ મુવે ન પામે મોક્ષ. ૩

અરથ—હે રાજાજી મેલામાં મેલા આટલા માણસ છે, એક તો જે હૈયા મેલો મીઢા માણસ હોય તે અઘોર પાપ કરે. તે મુઢે થોડું બોલે અને ગરીબ જેવો દેખાય જાણે બગલો સરોવરને કાંઠે

ધ્યાન ધરીને બેઠો. પણ લાગ આવેથી પાણીમાંના મચ્છને તરત ઉચકી લે છે. તેમજ થોડા બોલો કપટી માણસ કરશે. માટે તેવા પુરૂષનું સવારમાં મો જોવુ નહી, અને બીજો જે અતી લોભીયો માણસ હોય તે પણ લોભને વશ સદાય રહીને ઘણા નીચ કર્મો કરે છે. માટે તેનું પણ સવારમાં મો જોવું નહી. હે રાજા એ બે મેલાં કરતાં પણ જેને કાઇજ સતાન (પુત્ર અથવા પુત્રી) નથી એવો જે વાઝીઓ તે જો મોટો રાજા હોય તો પણ તેનુ મોં જોવું નહી. તથા દુર દેશાવર જતા અથવા હરેક શુભ કામે જતાં તેના શુકન બીલકુલ લેવા નહી માટે હે વીવેકી રાજા જે સાચે સાચો વીચાર હતો તે આપને કહી દીધો આપને સાત રાણી છે તે છતા કાંઇ સતાન નથી, માટે મે આડી માર્જની (સાવરણી) ધરી તેની આપે ક્ષમા કરવી, અથવા ગમે તે દંડ દેવો તે આપની મરજી ઉપર આધાર છે એવી રીતના ઓળગાણીના વચન સાભળી ને રાજાની બધી રીસ ઉતરી ગઇ, અને ઓળગાણીને કહ્યું કે તને મે ગુનો માફ કરયો એવુ કહીને પોતાના ચાકરને બોલાવીને કહ્યું કે આ ઓળગાણીને કમોદના ચોખા બે મણ આપો તે સાભળીને ચાકરે તરત ચોખાની ગાસડી બાંધી આપી તે લઇને પોતાના મનમા ખુબ ખુશી થઇને પોતાને ગામ જવા નીકળી તે રસ્તે ચાલતા મનમા વિચાર કરે છે કે આ બે મણ ચોખા મારે ઘણા દહાડા ચાલશે અને ત્યા સુધી સાવરણી સુપડીયા વેચવા જવાની મહેનત ઓછી કરવી પડશે, ને વળી મારો ધણી ખુશી થશે એમ વિચાર કરતા પોતાને ઘેર આવીને માથા ઉપરથી ચોખાની ગાસડી હેઠી ઉતારી તે જોઇ તેના ધણીએ પુછ્યું કે

આ ગાંસડી તું ક્યાંથી લાવી ? તે કહે. સ્ત્રી કહે છે કે તેનુ તમારે શું કામ છે, તે સાંભળી તેનો ધણી કહે છે કે, હે રાંડ ! તું મારી પાસે સાચું બોલ નહીતો તને ઘરમાંથી કહાડી મુકીશ. ત્યારે ઓળગાણી કહે છે, રાજા જસાજીએ આપી છે. તે સાભળતા તેનો ધણી કહે છે કે હે રાંડ એ રાજા તો વાંઝીઓ છે. તેથી એનુ અન્ન આપણાથી ન ખવાય. અરે, જેનું વાણામા મુખ ન જોવાય તેનું અન્ન તે કેમ ખવાય. ઓળગાણી કહે છે કે આખું શહેર એનું અન્ન ખાય છે તો આપણને ખાતા શી હરકત છે. શુ આપણે બધા લોક કરતા મોટા કે રાજાનું અન્ન ન ખવાય. તે સાંભળીને ઓળગાણો કહે છે. કે જે શાસ્ત્ર નથી સમજતો તેજ રાજાનું હરામ ખાય છે. પણ સમજુ તો હક હલાલથી રાજાની ચાકરી કરીને તેનો જે પગાર આવે તે જ ખાય છે. દશી વાતનો સબધ નહી છતાં રાજા મફત આપે છે તો તે સમજુ માણસ લેતા નથી. હે સ્ત્રી હું તને જે કહુંછુ તે તારા માનવામાં સાચું ન આવતું હોય તો પરીક્ષા જોવાને સારૂં આપણા ઘરમા કોદરા છે, તેને ભરડીને તેમાથી કાદરી કાઢીને તેના ભેગા રાજાના ચોખા ભેળીને ચકલાંને નાંખ. તે જો ચકલા કોદરીની સાથે ચોખા ખાઇ જાય તો પછી આપણે ખાઇશુ એ પ્રમાણે ઓળગાણાના વચન સાભળીને, ઓળગાણીએ કોદરીની ભેગા ચોખા ભેળીને નાખ્યા, તે ચકલાંએ તેમાથી કોદરી કોદરી વીણી ખાધી અને ચોખા અનામત પડતા રહેવા દીધા. એ રીતનો પ્રત્યક્ષ દાખલો જોઇને ઓળગાણીએ ચોખાની ગાસડી માથે લઇને પાછી રાજાના દરબારમા આવીને કહ્યું કે મહારાજ આ તમારા ચોખા પાછા લ્યો કેમકે તમારૂં અન્ન પંખી સરખાએ પણ ખાતા નથી, તો પછી અમારાથી કેમ ખવાય.

એમ કહી તેની ગાંસડી પાછી મુકીને પોતાના ઘેર ચાલી ગઇ એટલે પાછળથી રાજાના મનમાં અત્યંત ખેદ ઉત્પન્ન થયો ને પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે નીચમાં નીચ જે ચંડાળ તેણે પણ મારૂં અન ખાધુ નહી. એવું વાઝીયા મેણું છતાં હું રાજ સુખ ભોગવું છું, તે કશા કામનું નથી, કેમ કે એ- ળગાણીએ આવી રીતે કહ્યું ત્યારે મારા શેહેરની રઇયત મારી પછવાડે મનમા આવે તેમ નીદા કરતી હશે. એમ ધારીને પોતા- ની છ માનીતી રાણીયો હતી તેને પાસે બોલાવીને કહ્યું કે મારે સાત રાણીઓ છતા માથે વાઝીયા મેણું રહ્યું ને તે મ્હેણાને લીધે કોઇ મારૂં મ્હો જોતું નથી, અને શુકન પણ જોતું નથી. માટે હવે હું આ શહેરમાં એક ક્ષણવાર રહેનાર નથી. રાજપાટ સહુ છોડી દઇને અઘોર વનમાં જઇ મહાદેવનું ધ્યાન ધરીને ઉગ્ર તપ કરીશ તેણે કરીને મહાદેવ પ્રસન્ન થઇ મને પુત્ર ફળ આપશે ને મનનો મનોરથ પુર્ણ કરશે તો પાછો ઘેર આવીશ. ને જો તેમ ન થયું તો પછી આવરદા પુરો થતા લગી વનમાજ રહીશ. એવી રીતના રાજાના વચન સાભળીને માનીતી છએ રાણીઓ રાજાની સામી હાથ જોડીને કહે છે કે હે મહારાજ આપ ઘેર બેઠાં ઇશ્વરની ભક્તિ કરો. એટલે તમારો મનોરથ પુર્ણ થશે. હે સ્વામીનાથ ! આપ અ- મારો ત્યાગ કરી સીધાવો છો તેથી અમો શી રીતે દીવસ ગુજારી- શું ? આપના વગર અમને એક ક્ષણ વાર સુખ ઉપજનાર નથી. માટે અમારો શુકન માન્ય કરી રહો તો બહુ સારૂ. એવું સાંભળીને રાજા કહે છે કે હે સ્રીયો ! તમે હજાર વાત કહેશો તો હું તમારૂં કાંઇ પણ માનનાર નથી. માટે હવે તો તપ કરવા જાઇશ એમ કહીને પોતાનો ફુલસંગ નામે પ્રધાન હતો તેને રાજ શી રીતે

ચલાવવાની ભલામણ કરીને કહ્યું કે હે પ્રધાન! તું મારો જુનો અને સમજુ પ્રધાન છે. તેથી આપણી રૈયતની ઉપર રહેમ નજર રાખીને નીતીથી રાજ ચલાવજે એમ કહીને પોતે કાળો પોશાક પહેરીને કાળા ઘોડા ઉપર બેશીને નગરના સરવે લોકોને જતી વખત શીખામણ દઇને કહે છે મારા નગરના વાસી લોકો હુ વાંઝીયા મહેણું ટાળવાને વનમા જાઉં છું. પણ તમારી ઉપર દયા રાખવા વીષે મેં મારા પ્રધાનને ભલામણ કરી છે તે નીતીથી રાજ ચલાવશે ને હુ તપ કરવા જાઉં છું. ને મહાદેવ પ્રસન્ન થશે ને પુત્ર ફળ આપશે તો ફરીથી પાછો આવીશ નહીતર વનમાજ રહીશ માટે મારો કાંઈ પણ અપરાધ હોય તો ક્ષમા કરજો. એવી રીતના રાજાના પ્રીતી ભરેલા વચન સાભળીને સરવે રઇયત તથા રાણીઓ દાસીયો, વગેરે રૂદન કરે છે.

દુહા—રાણીઓ રૂવેરે રંગ મોહોલમાંરે, કાંઇ દાસી રૂવે દરબારરે; કાંઈ રઇયત રૂવેરે સારા શહેરનીરે, કાંઇ વરતાયો હાહાકારરે; કાઇ વરતાયો હાહાકાર. ૪ હાટે રૂવેરે હાટ વાણીયારે, તેતો પાડી બેઠા હડતાલરે, તેતો૦ પ્રાણી માત્ર રહે ઉદાસમાંરે, કાંઈ વૃક્ષે નમાવી છે ડાળ ૫ કાળે ઘોડેને કાળે લુગડેરે, કાઇ રાજા જાયે વનવાસરે; કાંઇ૦ વાંઝીયા મેણું ભાગવા, છોડી ચાલ્યા નગરની આશ. ૬

એ રીતે રાજાને વનવાસ જતી વખત રંગમહેલમાથી રાણીયો અપાર રૂદન કરે છે ને દાસીયો તથા સરવે ચાકરો દરબારમાંથી રૂવે છે. અને બજારમાં વહેપારીઓ રડીને દુકાન બંધ કરી હડતાલ પાડી. તે જોઇ નગરવાશી સરવે શોકાતુર થયા. એવી રીતનો શોક પશુ પક્ષીયોના જાણ્યામાં આવ્યો એટલે તેઓ ચોન પોતાનો ખોરાક ખાવો મુકી દઇને ઝુરવાં લાગ્યાં. તે જોઇ

કુમળાં ઝાડ તથા ફુલના ઝાડ કરમાવા લાગ્યાં અને મોટાં ઝાડો-નાં પાન ખરી પડયાં. એવો બનાવ જોઇ રાજાએ વીચાર કર્યો કે મારી ઉપર સરવેનો પ્રેમ કેવો છે તે પરીક્ષા કરવાનો આ ખરો સમય છે ને એવી રીતની પ્રીતી સહીત જવું તે સારૂ છે. એવો વીચાર કરી વળાવા આવેલા સરવે લોકોને કહે છે કે મારા વહાલાઓ તમારો સરવેનો અપાર પ્રેમ મારી ઉપર છે. પણ મારે મેણુ ટાળવા ગયા વગર છુટકો નથી તેથી તમે સરવે પાછા વળો ને મને બહુ વીલંબ થાય છે, માટે આગ્રા આપો. એવા રાજાના વચન સાંભળીને પ્રજાએ આગ્રા આપી કહ્યું કે ઇશ્વર આપનો સરવે મનોરથ પુરણ કરો ને કુશળ કલ્યાણથી પાછા પધારી આપનું રાજ કરો એ અમારો સરવેનો આશીરવાદ છે. રાજા કહે તથાસ્તુ. એટલુ કરીને પોતાનો ઘોડો જોરથી હાંકીને પંથે પડયો એટલે રઇયત સરવે પાછી વળી પોતાને ઘેર આવી અને રાજા ઘણો દુર નીકળી ગયો એટલે એક મોટું બપઇયા વન આવ્યું. જેમ જેમ આગળ ચાલે છે તેમ તેમ નાના પ્રક ફળોના ઝાડ આવે છે તે મધ્યે સુવાસીક પુષ્પોનાં ઝાડ ઝુકી રહ્યા છે એવી શોભા જોઇ એક સુંદર વૃક્ષ નીચે આરામ લેવાને ઘોડા ઉપરથી હેઠળ ઉતર્યો ને એક સેતરંજી પાથરીને તે ઉપર સારી પેઠે આરામ લઇ ઉઠયા પછી આઘો પાછો ફરી જુવે છે તો એક સુંદર દેવાલય જોયુ એટલે તેની પાસે ગયો ને જુવે છે તો દેવળમાં એક મહાદેવનું લીગ હતુ તેના ગોખમા પારવતી અને ગણપતીનાં દરશન થયાં તેથી રાજા બહુ પ્રસન્ન થયો અને પોતાના મનમાં નીશ્ચય કરયો કે જેનુ ધ્યાન ધરી તપ કરવાને ધારયુ હતુ તે આપોઆપ આ સ્થાનકે બીરાજે છે. વળી પુષ્પો બીલીપત્ર વિગેરે સર્વ છે. ઘોડાને

ચરવાનું પણ પુષ્કળ ઘાસ પાણી છે. માટે આજ સ્થાનકે તપ કરવું એ બહુ ઉત્તમ છે એમ ધારી દેવળ પાસે એક સુંદર અને ગંભીર આંબાનું ઝાડ હતું તેની નીચે આસન કર્યું પછી તેજ દીવસે નાહીધોઇને પુષ્પ બીલી લાવી મહાદેવજીની પુજા કરીને ફળ આહાર કરી એક ચીત ધ્યાન ધરી બેઠો તે દીવસે દીવસે મહાદેવ ઉપર એકાગ્ર ચીત રાખી ઉગ્ર તપ કરવા લાગ્યો એમ કરતાં બાર વરસ પુરાં થવા આવ્યા તો પણ મહાદેવજીએ કોઇ દીવસ કશી રીતનો પરછો દેખાડયો નહીં ને દરશન પણ દીધાં નહીં તો પણ રાજા પોતાનુ ધ્યાન ચુકતો નથી. એવામાં એક દીવસને સમયે બે શીકારીઓ શીકાર કરવાને અરણ્યમાં નીકળી પડ્યા છે, તે શીકાર કરીને શીકારની ઝોળીયો ખભે ભરાવી ચાલ્યા આવે છે. તેઓએ વેગળેથી ઝાડ તળે રાજાને અને ઘોડાને એઉને દીઠા એટલે વીચાર કરે છે કે આપણે પેલા ઝાડ તળે જઈ જે માણુસ દેખાય છે તેને મારી નાખીને પાસે ઘોડો છે તે લઇ જઇએ એમ ધારીને શિકારી રાજા તરફ ચાલ્યા આવે છે તેને રાજાએ દુરથી દીઠા એટલે પોતાના મનમાં વીચાર કરે છે કે પેલા બે જણા હથીયારબંધ આવે છે તે લુટારા જેવા દેખાય છે તેઓ આ લઇ જવાની લાલચે મને મારી નાંખશે પરંતુ હુ મરવાથી જરાએ બીહીતો નથી કેમકે હુ પોતાનું રાજ સુખ છોડી આ વનમાં તપ કરવા આવ્યો છુ તે બાર વરસ થયાં તો પણ શીવજી પ્રસન્ન થયા નહી માટે જો એ લુટારા મને મારશે તો તેને હાથે મરણ પામીશ. એટલે મારે માથે વાઝીયા મેણું છે તે દુખનો અંત આવશે કેમકે જે માણસ પોતાના હરેક દુખને લીધે, આપઘાત કરી જીવ કાહાડે છે તો તેનો ઇશ્વર પાસે ન્યાય થતી વખતે પોતાને જવાબદાર થઇ ને

ને તે પાપનું માઠું ફળ ભોગવવાને નરકે પડવું પડે છે ને એટલુંજ નહી પણ સાત અવતાર એવા આપઘાત કરવાના ભોગવવા પડે છે માટે દુખીયારા કોઇને પણ જે માણસ મારે છે તો ઇશ્વરને ત્યાં જવાબદાર તેને થવુ પડે છે. માટે હાલમાં મારી તપશ્ચર્યા પુરી થઇ છે મારૂં ચીત શીવજીની ભક્તીમા લીન થએલું છે તેથી મહાદેવજી મારી સદગતી કરશે ને આ મોહ રૂપી સંસારમાંથી છુટીશ એવો નીશ્ચય કર્યો એટલામાં પેલા શીકારી ઉતાવળા રાજાની પાસે આવી કરડી આંખ કરી ઉભા રહ્યા. તેને જોઇ રાજા કહે છે, હે ભાઇયો તમે એકદમ ઉતાવળથી ચડીને મારી ઉપર આવ્યા ને હવે તમે શા વીચારમા પડયા જે થંભીને ઉભા રહ્યા માટે તમોએ જે તમારા મનમાં મનોરથ ધારેલો હોય તે ઝટ પાર પાડો. એટલે આ દુ:ખરૂપી દુનીયામાથી છુટીશ ને વળી તમારો બહુ ઉપકાર માનીશ, માટે હે સાહસીક કામ કરનાર શીકારીઓ હવે તમે ઝટ કરો. એવા રાજાના વચન સાંભળીને શીકારીઓ આશ્ચર્ય પામી પોતાના મનમાં વીચાર કરે છે કે આ કોઇ મોટો પ્રતાપવંત ચતુર પુરૂષ છે અથવા કોઇ દેવ છે. કે એક ગાઉ ઉપરથી જે મનમાં ધારણા કરી હતી તે એના જાણવામાં આવી માટે એવા જ્ઞાનીની ઉપર હાથ ઉચકવો તે ઠીક નહીં એમ વીચારીને તે બેઉ શીકારીયો રાજા સામા હાથ જોડીને કહે છે, કે હે મહારાજ આપ કોઇ મોટા દેવાંશી રાજા જેવા મહા તેજસ્વી દેખાઓ છો પણ શા કારણ માટે આ જંગલમાં આસનવાળી બેઠા છો તેનું ખરૂ કારણ હોય તે અમોને કહો કેમકે અમોએ આપની ઉપર ઘાતકી બુદ્ધી કરી હતી તેની ક્ષમા માગીએ. એવું શીકારીયોનું બોલવું સાભળીને રાજા કહે છે કે હે ભાઇયો હું માંડવગઢનો રાજા

સરવે વાતે સુખી હતો. પણ મારે કાંઇ સંતાન નથી તેથી માથે વાંઝીયા મેણું છે તે ટાળવાને આ વનમાં આવીને બાર વરસથી શીવજીનું ધ્યાન ધરી તપ કરૂ છું, એવા વચન રાજાના સાંભળીને બેઉ શીકારીયો માંહો માહે કહે છે કે આપણે બેઉ જણ આ રાજા ના જેવાજ વાંઝીયા છીયે માટે આપણે પણ એની જોડે બેશીને મહાદેવની પુજા કરી તપ કરીશુ તેથી પ્રસન્ન થઇ આપણને પણ પુત્ર ફળ આપશે. એમ નીશ્ચય કરી પોતાની ઝોળીયો ઝાડની ડાળીયે ભરાવીને રાજાની પાસે આસનવાળી બેઉ જણ બેઠા ને શીવનું ધ્યાન ધરવા લાગ્યા. એમ કરતા બે ત્રણ દીવસ થયા એટલે શીકારીયોને બહુ ભુખ લાગી તેથી તેઓ આકુળ વ્યાકુળ થવા લાગ્યા અને પોતાના મન સાથે વીચાર કરી એક બીજાને કહેવા લાગ્યા કે આપણે ક્ષુધાએ કરી બહુ પીડા પામીયે છીએ ને આ વનમાં તો કાંઇ ખાવાનુ મળનાર નથી, માટે આપણી ઝોળીમાં જે શીકાર લાવ્યા છીએ તેને સમારી શીજવીને ખાઇએ એટલે આપણી ક્ષુધા શાંત થશે. એમ કહી તેઓએ ઝોળીમાથી શીકાર કહાડયો અને મહાદેવની જળાધારી ઉપર મુકી છરીયે કરી કાપવા માંડયો એટલે તેમાથી રૂધીર નીકળીને શીવજીની જળાધારીની માહે પડવા લાગ્યુ ને છાંટાઓ ઉડયા તેથી શીવલીંગને પણ રૂધીર લાગ્યુ. આવી રીતે શીકારીયોને ઘોર કર્મ કરતા જોઇને મહાદેવ અતીશય આકુળવ્યાકુળ થયા એટલે વીચારયુ કે આ દુષ્ટ મહા પાપીઓ અવીચારી છે તેને સમજાવી ઝટ વીદાય કરૂ તો ઠીક, નીકર એ મુર્ખાઓ અહીથી જશે નહી ને મને ભ્રષ્ટ કરી મુકશે એમ ધારી તરત જોગીનું રૂપ લઇને શીકારીયોની સામા આવી ઉભા રહીને કહ્યુ કે અરે મુર્ખા તમે આ મહાદેવને કેમ ભ્રષ્ટ કરો છો ને તમે શા કારણ

મારે અહીં આવ્યા છો તે કહો ત્યારે શીકારીઓ કહે છે કે અ-
મારે બે જણને કોઇ સંતાન નથી તેથી વાઝીયા મેણું છે માટે
આ મહાદેવ પાસે પુત્ર લેવા આવ્યા છીએ તે પ્રસન્ન થઇ પુત્ર
આપશે એટલે તરત અમારે રસ્તે પડીશુ ત્યા સુધી જનાર નથી.
એવુ સાભળીને જોગી (શીવજી) કહે છે અરે અભાગી દુષ્ટો
તમે પાપી છો માટે તમોને પુત્ર મળનાર નથી એવું સાભળીને
શીકારીયો કહે છે ગમે તેમ થાઓ પણ અમે પુત્ર લીધા વગર
અત્રેથી ખસનાર નથી એવી રીતે સાભળી જોગીએ વિચાર કર્યો,
કે આ પાપીયોને ગમે તેમ સમજાવી અહીંથી કાઢવા જોઇએ પ-
છી જોગીએ પોતાની માયાયે કરી દેખાતા સામેના આબા ઉપર
પાકી કેરીયો બનાવીને પેલા શીકારીયોને કહ્યુ કે સામો આબો દે-
ખાય છે તે ઉપરથી બે કેરીયો લાવો તે કહેતા તરત લાવ્યા એટલે
જોગીએ કહ્યુ કે એ ફળ લઇને તમે બેઉ તમારી સ્ત્રીયોને ખવ-
રાવજો એવુ સાભળી પગે પડ્યા એટલે જોગી (શીવજી) અતર-
ધ્યાન થઇ ગયા તે ચમત્કાર જોઇને રાજા પોતાના મનને કહે
છે કે હું બાર વરસથી એક ચીતે આ શીવજીનું ધ્યાન ધરી તપ
કરૂં છું ને મને તો કોઇ દીવસ સ્વપ્ને પણ દરશન દીધા નથી
ને આ દુષ્ટ પાપીઓએ મહાદેવને હેરાન કરી ભ્રષ્ટ કર્યા તેને ત્રણ
દીવસમા ફળ આપી વીદાય કર્યા માટે હવે ક્યારે શીવજી પ્રસન્ન
થઇ મને પુત્ર ફળ આપશે તે કાંઇ સમજી શકાતુ નથી મન મા-
રાથી બીજો કશો સ્વીકાર થાય નહી. શીકારીયો તો મુર્ખ હતા
માટે અયોગ્ય રીતે શીવજીને કટાળો આપી ફળ લઇ ગયા પણ
હુ જો કશી રીતે અયોગ્ય રીતે ચાલુ તો બાર વરસનું મારૂ તપ
ક્ષણમા ભગ થાય. તેમ ન કરતાં હવે તો શીવજીની મહાપુજા

કરી ધુપદીપ ઇત્યાદી કરીને હરહર મહાદેવ કહી મારા મસ્તકની કમળ પુજા કરૂં તેથી મહાદેવને ગમશે તો પુત્ર ફળ આપશે નહી તો કઇલાસમાં વાસ આપશે તે બેઉ ફળ લાભકારક છે. એમ ધારીને અરણ્યમાંથી નાના પ્રકારનાં સુવાસીક પુષ્પો તથા બીલી પુષ્કળ લાવીને શીવજીની જળાધારી તથા શીવલીંગ જે શીકારીયોયે રૂધીરથી ખરડેલુ હતુ તેને ખુબ પાણી લાવીને સ્વચ્છ કરી ધોઇ નાખીને વીધી પુર્વક શીવની પુજા કરી બીલી ચડાવી ધુપદીપ આરતી કરી છેલ્લે પુષ્પાજલી અરપણ કરીને પછી પોતાની તરવાર જમણા હાથમા લઈ શીવજીની પ્રાર્થના કરી કહે છે, હે શંભુ ! મેં આપની પાસે આવી બાર વરસ પુજા કરીને તપ કરયું તો પણ મને આપના દરશન થયા નહી માટે છેલી વારની આ મારા મસ્તકની કમળ પુજા ઉદાર મનથી અરપણ કરૂ છુ તે અંગીકાર કરી આપને ગમે તે ફળ આપજો એમ કહી ઝટ ગળા ઉપર તરવારનો ઝટકો મારવા જાય છે તેવા સાક્ષાત શીવજી અદભુત જોગીનું સ્વરૂપ ધરીને રાજાનો હાથ ઝાલ્યો ને કહ્યું, કે હે રાજા ! તારી સેવા ભક્તિ જોઇ હું ઘણોજ પ્રસન્ન થયો છુ એવુ સાંભળીને રાજાયે જેયું તો સાક્ષાત શીવના દરશન થયા, એટલે દંડવત પ્રણામ કરીને કહે છે કે હે ભોળાનાથ આ મને આશ્ચર્ય લાગે છે કે દુષ્ટ શીકારીયોને તમે ત્રણ દીવસમાં પ્રસન્ન થઇ ફળ આપ્યું ને મેં બાર વરસ તપ કરયું ત્યારે અંતે કમળ પુજા અરપણ કરવા માંડી ત્યારે પ્રસન્ન થયા તેનું કારણ શું ? તે કહો. ત્યારે શીવજી કહે છે કે એ દુષ્ટ શીકારીયોએ મને સંતાપી ફળ લઇ ગયા છે તેથી તેમને પુત્ર તો થશે, પણ તે થઇને વહેલા નાશ પામશે જેમ છાણમાં અનેક કીડાઓ ઉત્પન્ન થાય છે. પણ તેનો

વહેલો નાશ થાય છે માટે હે તપસ્વી રાજા, તમને તમારા તપ પ્ર-
માણે ફળ આપવુ જોઇએ. એમ કહીને રાજાને કહે છે, કે તારે
કેટલી રાણીયો છે? રાજા કહે છે સાત રાણીયો છે. ત્યારે મહાદેવે
કહયું કે આ દેવળની સામો જે આંબો છે તેની ઉપરથી સાત કે-
રીયો તોડી લાવ એવું કહેતાં રાજા ઉપર ચડયો ને સાત કેરીયો
તોડીને હેઠો ઉતરી શીવજી પાસે આવીને કહે છે કે મહારાજ, આ
ફળને શુ કરૂ શીવ કહે છે કે, એ લઇને તુ તારે ઘેર જા ને
સાતે રાણીયોને વહેંચી આપજે ને તેઓને કહેજે કે નાહીધોઇ
પવીત્રપણે ને પવીત્ર મને ફળ ખાજો, તેથી ગરભ રહીને પુત્ર થશે.
એ રીતના મહાદેવના વચન સાભળી રાજા બહુ પ્રસન્ન થયો ને તે
બે હાથ જોડીને સ્તુતી કરે છે.

દુહા—જગેશ્વર મહાદેવ તમને વીનવુંરે, હું તો લળી લળી
લાગું પાયરે, હું તો વાઝીયા મેણુંરે મારૂં ભાગીયુંરે, મારી સહાય
કરજો મારી સહાયરે, મારી સહાય કરજો સહાય. ૧૦ વીધવા નગરી
મારી સધવા થઇરે, મારા ભાગ્યતણો નહી પારરે, કાંઇ મેહેર કરી
મહાદેવજી, મુને આપ્યો નવો અવતારરે, મુને આપ્યોનવો અવતાર. ૧૧

હે જગેશ્વર મહારાજ તમને સાષ્ટાંગ દડવત પ્રણામ કરીને
કહુંછુ કે મે સાચા ભાવથી જેવી તમારી ભક્તિ કરી તેવા તમે
મને પ્રસન્ન થઇને મારૂં વાઝીયા મેણુ ભાગ્યુ તેથી મારા નગરના
લોકો જે મારા વીયોગથી વીધવાપણું ભોગવતા હતા તે હવે મને
જોઇ સધવાપણું પામશે. કેમકે જ્યારે હું નગર છોડી વનવાસ
નીકળ્યો ત્યારે નગરવાસી લોકો બહુ દીલગીર થઇને મારી આશા
છોડી હતી કે રાજા ફરીથી આપણને ક્યાંથી મળશે. પણ હે

ભોલાશંભો હે વરદાયક દેવ તમે બહુજ ઉદાર છો કેમકે જેજે મનુષ્ય અને દેવ તપ કરે છે તે સર્વને તમેજ વરદાન આપી સંતુષ્ટ કરો છો તેમ મારી ઉપર બહુજ કૃપા કરી માટે વારંવાર તમને નમસ્કાર કરૂંછું હે દયાનિધિ હવે મને આજ્ઞા આપો પ્રણામ કરૂ શીવજી કહે સુખેથી જા અને રાજ સુખ ભોગવ. એમ કહી મહાદેવ અંતરધ્યાન થયા. એટલે રાજા પોતાનો ઘોડો તઇયાર કરીને તે ઉપર અસ્વારી કરી લાંબી મજલે કરીને વેહેલા નગર સમીપ આવ્યા એટલે લોકો ચેત મને જોઇ મનમાં બહુ હરખ પામીને દોડતા આવી દરબારમા પુલસંગ વજીરને અને રાણીયો દાસીયો વગેરે સરવને ખબર કહી. તે સાંભળી સરવેના મનમાં બહુજ આનદ થયો અને વજીરે ,સરવે સેનાને નવા પોશાક પેહેરાવી હાથી, ઘોડા, રથ, પાલખી, નગારા, નીશાન વગેરે તૈયાર કરી વાજતે ગાજતે સામૈયું લઈ રાજાને તેડવા ગયા, ત્યાં જઇ રાજાને મરજીના વસ્ત્રો તથા હીરા જડીત્ર અલંકાર પહેરાવીને શણગારેલા ઘોડા ઉપર અસ્વાર થઇ ગામના વેપારીયો સહીત સાજન માજન સાથે ગાજને વાજતે પુરમાં પધારયા તે સમયે નગરના લોકોએ સોના રૂપાના પુલથી વધાવ્યા. અને સ્ત્રીયોયે મેડી ઉપર પુષ્પ વૃષ્ટી કરીને દરબારમાં પધાર્યા, તે સમયે પ્રધાને પુછયુ કે જોશી મહારાજ આજનો દીવસ કેવો ગોએ છે તે ટીપણામાં જોઇને કહો ત્યારે જોશીએ પાઘડીમાંથી ટીપણું કહાડીને કહે છે કે, મકર, કુંભ, મીન, મેષ, વરખ, મીથુન ને કરક, એટલે આજે કરકનો ચંદ્રમા છે તે રાજાને સાતમો ત્રાંબાને પાયે ઘણો લાભકારક છે, વળી અમરત સીદ્ધયોગ છે તે અતી ઉત્તમ છે માટે જે શુભ કામ કરવું હોય તે સુખે કરો, એવાં જોશીનાં વચન સાંભળી પ્રધાને રાજ-

ગોરને બોલાવી શાસ્ત્ર વીધી પ્રમાણે રાજ્યભીષેક કરી ફરીને ગાદી ઉપર બેસાડયો તે દીવસે સરવેને પાનના બીડાં ગુલાબના પુષ્પના તોરા અને ગુલાબનું અત્તર વગેરેથી માન આપી સહુને સાકરથી ગળ્યા મોહો કરાવ્યાં. જાચકોને દાન આપી પ્રસન્ન કરયા એ રીતે ધામધુમ કર્યા પછી સર્વ સભાસદોને ઘેર જવાની આગ્ના આપી ને રાજા કચેરી બરખાસ્ત કરી પોતાના ખાનગી ઓરડામાં ગયા એટલે એક દાસી નદેશો લઇને આવી અને રાજાને કહે છે કે મહારાજ આપની માનીતી રાણીયો આપને મળવાને ઘણી આતુર થઈ રાહ જોઈ રહ્યા છે તેમને કૃપા કરી દર્શન આપવા વેહેલા પધારો, એવું સાંભળી તે રાજા દાસીની સાથે રાણીયો પાસે પધાર્યા એટલે સર્વે ઉભી થઇ તેમને નમન કર્યું અને મખમલની ગાદીપર બેસારી ઘણા દીવસનું વૃત્તાન્ત પુછવા લાગીયો. તે સાંભળી રાજાએ પોતાની વીતક વાત કરીને મહાદેવના આપેલાં સાત ફળ રાણીયોને આપ્યાં ને કહ્યું કે સાતે રાણીયો વહેંચી લ્યો ને નાહીધોઇને .પવીત્રપણે ખાજો તેથી તમને પુત્ર થશે. આ પ્રમાણે કહી રાજા પોતાના ઓરડામાં પધાર્યા. એટલે છએ રાણીએ એક વીચાર કરી ઠરાવ કર્યો કે આ સાત ઉત્તમ કેરીયો છે તે દરેકને ભાગ એક એક આવશે, ને સાતમી જે અણુ-માનીતીના નામની છે તેને આપીશુ તો એને પણ પુત્ર થાય તો પછી આપણું માન ઓછું થાય માટે એના ૭ કડકા બરાબર કરીને આ-પણેજ વહેંચી ખાઇએ પછી આપણને કોણ પુછનાર છે એમ કહી તેજ વખતે નાહ્યાધોયા વગર સાતે ફળ ૭ જણીયો ખાઇ ગઇ અને તેના છોતરા ગોટલા બારીએથી રસ્તામાં ફેંકી દીધાં. ને તે પછી ભોજન તૈયાર થયું એટલે ભાતભાતની રસોઇની સામગ્રી એક રુપાના

થાળમાં પીરસી રાજાને બોલાવી પ્રેમ સહીત જમાડીને હાથ ધોયા પછી પાનનાં બીડા આપ્યાં તે ખાઈ રાજા પોતાના પલંગપર આ-ગમ લેવા પધાર્યા તે પછી માનીતીયો જમી એ રીતે તેઓ સુખમાં લીન થયાં છે પણ અણુમાનીતી દામાવંતીની કોઇએ ખબર લીધી નહી, ત્યારે કહેવત છે કે જેને બીજો કોઇ બેલી નહી તેનો પરમ દયાળુ ઈશ્વર બેલી છે પોતે બાનાની પત રાખે છે માટે દામાવંતી-ની ઉપર પોતાના પતીનો પ્રેમ નહોતો પણ તેને ઈશ્વરરૂપ ગણતી ને જે દીવસથી રાજા વનવાસ ગયા તે દીવસથી દામાવતી પોતાના મેહેલમા રહી શીવજીની ભક્તિ કરી પોતાના પતીનુ કલ્યાણ માગતી હતી. ને નિશદિન કહેતી કે હે ભોળાનાથ તમો પ્રસન્ન થઇ મારા સ્વામીને વર આપશો તો મને પણ તમારા પ્રતાપથી સુખ મળશે.

મરો દ્રઢ નિશ્ચ છે. એવી પરમ પવિત્ર દામાવતી ઘણીવા-રથી પતીની તરફથી કાંઇ ફળ મળશે એવી આશા રાખી રાહ જોયા કરતી હતી. તેને કાંઇ ન મળતા પોતાની દાસીને બોલાવીને કહે છે કે હે દાસી રાજાજી વનમા જઈ બાર વરસ તપ કરીને શીવ પાસેથી પુત્ર થવા માટે કાંઇ ફળ લાવ્યા હશે તે પોતાની માનીતી રાણીયોને આપ્યાં હશે મારે સારૂ કાંઈ મોકલ્યુ નથી તો તેમની મરજી પણ તું માનીતીયોની બારી નીચે જઇને જો કે ત્યાં કાંઈ ફળ ખાઇ છોતરાં ગોટલાં જે કાંઇ નાખી દીંધુ હોય તે તરત લઇ આવ, એ રીતે રાણીના વચન સાભળીને દાસી તરત ગઇ, ને માનીતીની બારી નીચે જઇને જોયું તો પાકી કેરીના સાત ગોટલા અને છોતરા પડેલા જો-ઇને વિચાર કર્યો કે આ ઋતુ કાંઇ કેરીની નથી. કેમકે આંબાનાં પાંદડાં સુકાં સુકાઇ ગયાં છે, તો નિશ્ચય રાજાજી આજ નવાઇના ફળ

આવ્યા હશે તે માનીતીયોયે ખાઇને છોતરાં ગોટલા નાંખી દીધા હશે એમ વિચારી તરત તે બધાય વીણી લઇને પોતાની બાઇ દામાવંતી પાસે લાવીને કહ્યું કે બાઇ સાહેબ મેહેલ નીચે તો ફક્ત આ છોતરા ને ગોટલા પડેલા હતા ને તે તાજાજ છે માટે એજ નવાઇની ચીજની નિશાની છે, તે લ્યો એમ કહી રાણીના મોહો આગળ ઢગલી કરી. તે જોઇ દામાવતી કહે છે કે હે દાસી બાર વરસે સ્વામીજી ફળ લઇ આવ્યા તેમાંથી એક કટકો પણ મને આપ્યો હોત તો હુ બહુ પ્રસન્ન થાત, પણ હું એમની રાણી કહેવાઇ તે મીથ્યા નથી થવાની માટે મારે મન તો છોતરા ને ગોટલા છે તે પણ ભાવથી માની લઉં છું. માટે તુ એની ઉપરનો કચરો લુગડેથી લુશી નાંખ્ય ને પછી તેને કચરીને ભુકા કરી મને આપ કે હું તેની રાબ રાંધીને પીઉં એવું કહેતાં દાસીયે તરત તૈયાર કરી આપ્યુ તે લઇને રાણીયે તેની રાબ રાધી તૈયાર કરી ને પીવાને વાટકામાં કાહાડી એટલામા પોતાના મનમાં એક બીજો વિચાર સુજ્યો તેથી વળી દાસીને કહ્યું કે હે દાસી તું ફુલસગ વજીરને હમણા ઝટ તેડી લાવ્ય એવુ કહેતાં દાસી વજીરને તેડી લાવી તેને માન આપી ગાદી નાંખીને બેસાડયો અને રાણી કહે છે કે હે બુદ્ધીમાન પ્રધાન તમે સર્વ સદ્ગુણના ભરેલા છો તેથી તમને એક વિચાર પુછવો છે. તે એ કે રાજાજી બારે વરસે તપ કરી વર પામી ફળ લઇ આવ્યા હશે તે તો બધાં માનીતીને આપ્યાં કેમકે મારા સુદ્ધાં સાત રાણીયો છે ને ફળના ગોટલાછોતરા પણ સાત સાત છે. તે સરવે ખાઈ બારી નીચે ફેંકી દીધેલાં ગોટલા મેં દાસી પાસે મંગાવીને તે શીવની પ્રસાદી જાણી મેં તેને વાટીને રાબ કરી પીવાનો વિચાર કર્યો પણ એક અંદેશો આવ્યો કે રાજાજી

તો મારે મોહોલે કોઇ દિવસ આવતા નથી ને આ રાબ પીવાથી મને ગર્ભ રહેતો રાજા મારી ઉપર બહુ કોપાયમાન થઇ કલંક મુકે તે સારૂ તમો ઠરેલા વિચારના પ્રધાન છો તેથી જેમ કહો તેમ કરૂ પણ જે દહાડે કામ પડે તે દહાડે પરમેશ્વર પ્રીતે ખરી સાક્ષી પુરવી પડશે. એવું સાંભળીને પ્રધાન કહે છે કે તમારી ઇચ્છા છે તો સુખે- થી રાબ પીઓ કામ પડેથી વીગત સહીત આપીશ. એટલે દામાવંતી સુર્ય ચંદ્રની સ્તુતી કરી કહે છે.

**દુહા**—ચંદ્ર સુરજ તમને વિનવુરે, મારી સાચેરી પુરજો સાખરે; મારી૦ અણુરે માનીતી જોને હું ઠરી, મારી લજ્યા ભલેરી રાખ્યરે, મારી લજ્યા ભલેરી રાખ્ય. ૧૨ રાજા મહેલે નથી આવતારે મને કુડી ચડાવે આળરે, મને૦ પીતા વીના જોને પુત્ર થયો, એવી આ- વશે મુજપર આળરે, એવી આવશે મુજપર આળ૦ ૧૩ જગદેશ્વર મહાદેવ તમને વીનવુરે, મારી ભલેરી રાખજો લાજરે, મારી૦ પુત્ર પ્રસાદીનો આપશો તો મારા સર્વે સરસે કાજરે. મારા૦ ૧૪ પુલસંગ વજીર તમને વીનવુંરે, મારી સાચેરી પુરજો સાખરે; મારી૦ અણુરે મા- નીતી હું ઠરીરે, મારી લજ્યા ભલેરી રાખ્યરે, મારી૦ ૧૫ રાજા મે- હેલેરે નથી આવતારે, મને કુડી ચડાવશે આળરે, પીતા વીના શીપેર પુત્ર થયો, એવી આપશે મુજને ગાળરે. એવી૦ ૧૬

હે જગતમાં પ્રકાશ આપનાર ચંદ્ર અને સુર્યદેવ તમને બે હાથ જોડીને નમસ્કાર કરી વિનતિ કરૂ છુ કે તમારી સાક્ષીયે હું રાબ પીઉ છુ તેથી કામ પડે ત્યારે માથેથી કલંક ઉતરે એવી સાચી સાખ પુરજો એવી પ્રાર્થના કરીને પુલસંગ વજીરને કહે છે કે ઇશ્વર ઇચ્છાથી મને પુત્ર થાય તો તેને લાયક બેશ ઘોડા જોઇએ માટે આ

રાખમાંથી થોડીક મારી ઘોડીને સારૂ રાખીને તમારા દેખતાં હું પીઉં અને પછી ઘોડીને પાઉં, એમ કહી પ્રધાનના દેખતાં પોતે પીધી ને ઘોડીને પણ પાઇ પછી પ્રધાનને કહ્યું કે તમને શ્રમ આપ્યો તેની ક્ષમા કરવી ને હવે આપને જવાની આજ્ઞા આપુછુ એમ કહી પ્રધાનને વીદાય કર્યો. હવે ઇશ્વરની ગતી તો ન્યારીજ છે. તેથી તેની માયામા બ્રહ્માદિક સરખા ભુલા પડયા તો આપણે કીકર કોણ ગણતીમ. માટે દેહ ધરી મનુષ સારૂ અથવા માઠું જે ફળ કરે છે તેવુ તે પામે છે. હવે ૭ માનીતીએ તાજી કેરીયો ખાધી ને દામાવતીના ભાગની પણ ખાઇ ગઇ અને દામાવંતીએ તો છોતરાં ગોટલાની રાખ પીધી તથા ઘોડીને પાઈ તેથી બધાને સાથે ગરભ રહ્યો જ્યાં નવ માસ પુરા થયા એટલે સાતે રાણીને સાત પુત્ર જનમ્યા અને ઘોડીને સાડાબાર મહીને એક ઘણો સુંદર ને બળવાન વછેરો જનમ્યો પણ રાજાની પાસે વધામણી તો ૭ માનીતી રાણીયોનીજ પોહોચી એટલે રાજા બહુ પ્રસન્ન થયા વધામણી લાવનાર દાસીને તથા સરવે યાચકોને અને સેવકોને જેને જેવુ ઘટે તેવુ ઇનામ આપી બધાઓને સાકર આપી આનંદ પામ્યા પણ માનીતી સરવે મળી ઇશ્વરથી ચોરી રાખી તેથી તે બહુ કોપાયમાન થયા તેણે કરીને ૭ રાણીના પુત્ર ઘણા કદરૂપા અને ખોડ ભરેલા અવતર્યા ને અણુમાનીતીનો તો ખરો ભરોસો ઇશ્વર ઉપર હતો તેથી તેને દેવશી અને મહા રૂપવાન કુંવર જનમ્યો પણ તે વાતની રાજાને મુદલ ખબર નથી હવે દામાવતીએ પોતાની દાસીને કહ્યું કે તું આપણા જોશીને તેડી લાવ્ય એટલે કુંવરના જન્માક્ષર કરાવીયે એવુ કહેતા દાસી તુરત જોશીને તેડી લાંવવા તૈયાર થઇ. એટલે રાણી કહે છે દાસી સાભળ.

દુહો—દાસીરે મારી તુંતો ઝટપટ તૈયાર થાયરે; તુતો૦ જન્મોત્રી કરાવી પુછીયેરે, તુંતો જોશીને તેડવા જાયરે; તુતો૦ ૧૭

હે દાસી તું ઝટપટ તૈયાર થઇને જોશીને બોલાવી લાવ્ય કે આપણા કુંવરની જન્મોત્રી કરાવીયે ને નામ રાશી પુછીયે, એવું સાંભળી દાસી ઉઠી જોશીને ઘેર જઇ કહે છે.

દોહરો—કુળના જોશી તમને વીનવું રે, હું તો નમી નમી કરૂં જવારરે; હુંતો૦ મારી બાઇએ મુને મોકલીરે, તમે ઉઠી ચાલો આવારરે, તમે.૧૮

હે કુળના જોશી મહારાજ મારી બાઇ તમને બોલાવે છે માટે વેહેલા ચાલો. તે સાભળતાં જોશી ટીપણું તથા બીજુ જોઇતું પુસ્તક લઇ દાસીની સાથે તરત દામાવંતીને મેહેલે પધાર્યા, એટલે બાજઠ ઉપર બેસારીને પુછે છે.

દુહો—કુળના જોશીરે તમને વિનવુરે, હુ તો તમથી નાનેરી બાળુ બેનરે; હુંતો૦ જન્મોત્રી કરજો જોઇને, કુવર જનમ્યો છે માઝમ રેનરે; કુંવર૦ ૧૯ કીયા નક્ષત્રમાં કુંવર આવીયોરે, તમે પાકેર કરજો કામરે; તમે૦ ધરણી ધરજોરે તેના તેજથીરે, એવુ ધરાવો કુવરનુ નામરે; એવુ. ૨૦

હે જોશી મહારાજ તમે જીવ રાખીને પુસ્તકમાં જુવો કે આજ રાત્રીએ કુંવરનો જન્મ થયો છે તે રાત્રીના અગીયાર કલાક બરોબર થએલા હતા. માટે તે સમયે કીયું નક્ષત્ર હતુ ને તે નક્ષત્ર ઉપરથી કઇ રાશી આવે છે. તથા રાશી ઉપરથી શુ નામ પાડવુ વળી એના ગ્રહ કેવા છે, ને એ કેવો પરાક્રમી થશે. એ વગેરે જન્મપત્રીકા જે જે જોવાનું હોય તે તમારા ટીપણામાં અને પુસ્તકમાં જોઇને મને કહો. એવી રીતે રાણીનાં વચન સાંભળી જોશીએ પાટલા ઉપર ગુ-

લાલ નાંખી તીથી વાર નક્ષત્ર ઘડી પળ તે ઉપરથી ગણીત કરી જન્મપત્રીકા તૈયાર કરીને રાણીને કહેછે કે હે રાણીજી સાંભળો.

**દુહા**—શુભ નક્ષત્રમાં કુંવર જનમીયોરે, એનો રાખે પીતા કેરો ઠામરે; એનો૦ ધરણી ધ્રુજે એના તેજથીરે, એનુ મતીયોમારૂ પાડો નામરે, એનુ મતીયોમારૂ પાડો નામ, ૨૧ આપમતે સઉને જીતશેરે, એનો ભરશે મોટી મોટી હામરે, એનો૦ જગેશ્વર મહાદેવ એની સહાયમાંરે, એનુ ગજરોમારૂ પાડો નામરે. ૨૨

હે રાણીજી તમારો કુંવર શુભ નક્ષત્રમા જનમ્યો છે ને એના ગ્રહ એવા બળવાન છે કે એ દીર્ઘ આયુષ્યદાયક મહા તેજસ્વી કાંતીમા પુરણ પરાક્રમી અને અત્યત દયાળુ તથા ઘણોજ બળવાન થશે. પણ તે પોતાની મતિ પ્રમાણે ચાલશે પિતાના કરતા ઘણો આબરૂદાર નામ કહાડી એવો હિંમતવાન થશે કે તે ગમે તેવુ ભારે કામ કરવામા પાર પહોચશે વળી પોતાની રઈયત તથા બીજા સર્વ લોક પણ એના ગુણ ઉપર મોહિત થઇ બહુ જન પ્રીતિ રાખશે એ બધુએ ખરૂ પણ બાર વરસની ઉમર થશે એટલે એના પીતાના વચનથી એને વનવાસ જવુ પડશે તે વન જઇ પાછો કુશળ કલ્યાણથી ઘેર આવશે તે પછી પોતાના બાપની ગાદીએ બેસી રાજસુખ ભોગવશે ને તે જગેશ્વર મહાદેવના આપેલા છે માટે તે અહોનિશ તમારા કુવરની રક્ષા કરશે અને એના જન્મના નક્ષત્ર ઉપરથી તો એનુ નામ ગજરોમારૂ આવે છે. માટે એજ નામ અતી ઉત્તમ છે. તેજ રાખજો અને ઉપર મે મતિયોમારૂ નામ કહ્યું તેતો એ ઉપરથી કે એ પોતાની મતિ પ્રમાણે યોગ્ય રીતીયે ચાલશે માટે તે ઉપનામ

સમજવું. મરૂં નામ તો ગજરામારૂ છે માટે તેજ પાડજો. એ પ્રમાણે તમારા કુંવરના જન્માક્ષરનું વૃતાંત છે તે બધું તમને કહ્યું. તે સાભળી દામાવંતી પોતાની દાસીને બોલાવીને કહે છે.

દુહો—ઝટપટ ઉઠો મારી દાસીયોરે તમે પેરો દક્ષણી ચીરરે; તમે૦ થાળ ભરી સગ મોતીયેરે તમે વધાવો જોશી વીરરે૦ તમે૦ ૨૩

રાણીના વચન સાભળીને દાસીયોએ જોશીને મોતીએ વધાવ્યા તે; પછી બીજો હુકમ કરયો કે હે દાસી જોશી મહારાજને એક થાળ ભરીને મોતી તથા શાલ પાઘડી વગેરે સર્વાંગનો પોશાક તથા એક હજાર સોના મોહોર વગેરે આપી રાજી કરીને વિદાય કર એવા દામાવંતીનો હુકમ સાંભળી દાસીએ કહ્યા પ્રમાણે જોશીને રાજી કર્યા. એટલે આશિર્વાદ દઈ ખુબ ખુશી થઈ નવા વસ્ત્ર પહેરી રસ્તે જતા હતા તેમને જોઈ ગામના લોકો પુછે છે કે, જોશી મહારાજ, આ નવો પોશાક કોણે પહેરાવ્યો ? ત્યારે ઉત્તર આપ્યાં કે આગુવાનીની રાણી દામાવતીને પુત્ર જનમ્યો તેના જન્માક્ષર કર્યા તેમા મજો. તે સાભળીના લોકોમા બધે ખબર ફેલાઇ એટલે ઘણા યાચકો દાન લેવા આવ્યા, તેમને યોગ્યતા પ્રમાણે દાન આપી પ્રસન્ન કર્યા. એ પ્રમાણે બીના બની પણ તે વાતની રાજાને કાંઇ ખબર નથી પણ ઇશ્વરની અકળ ગતી છે માટે કુવર દીવસે ન વધે તેવા રાત્રીયે વધે, એમ કરતાં પાચ વરસનો થયો એટલે એક પંડીતને બોલાવી પોતાના મહેલમા વીદ્યાભ્યાસ કરવા માંડ્યો. તે બે વરસમાં સર્વ વીદ્યા તથા રાજનીતી શીખી હુશીઆર થયો ને શરીરની કાન્તી પણ દેવરૂપ સરૂખી થઇ એટલે ગુરૂને બધો પોશાક તથા બે હજાર સોનામોહોર

આપી રાજી કર્યાં. તે પછી એક દીવસે એવો યોગ બન્યો કે રાજા જસોજામ પોતે કચેરી ભરી ખુશીમાં બેઠા હતા એટલે પુલસંગ પ્રધાનને કહેવા લાગ્યા કે હે પ્રધાન આજે મારા મનમાં એવો ઉમંગ આવ્યો છે કે મારી છ માનીતી રાણીના કુંવર મેં બરાબર નીરખ્યા નથી. માટે તમે પોતે રાણીયો પાસે જઇને કહો કે કુંવરને ઘણા ભારે વસ્ત્રાલંકાર પેહેરાવી તૈયાર કરીને મારી સાથે રાજ્યસભામાં મોકલો એવી રીતનો રાજાએ હુકમ કરયો એટલે પુલસંગ પ્રધાન તરત રાણીયો પાસે આવ્યા. અને રાજાનો હુકમ કહી સંભળાવ્યો એટલે રાણીયો પોતાના મનમાં બહુ પસ્તાવા લાગી, કે સરવ કુંવર કદરૂપા છે તે જોઇને રાજા બહુ ખેદ પામીને કોપાયમાન થશે પણ શું કરે તે હુકમ માન્યા વગર છુટકો નહી માટે રૂડાં વસ્ત્રાલંકાર પેહેરાવ્યા તો ખરા, પણ મનુષ્યમા ઇશ્વરની કુદરતે જેવુ રૂપ મુકયુ હોય તે પ્રમાણે શરીરની શોભા દેખાય છે. હવે છએ પુત્રોને તૈયાર કરી પુલસંગ પ્રધાન લઇ રાજસભામા આવ્યો. ને રાજાને સલામ કરી કહ્યું કે મહારાજ, આપના કુવરને બેસવા સારૂ ગાદી તૈયાર કરેલી હતી તેની ઉપર હારબંધ બેસાર્યા એટલે રાજા પ્રધાન, ને આખી સભાના લોક નીરખીને મનમાં બહુજ ખેદ પામ્યા અને સભાના લોકો માંહોમાંહી વાત કરવા લાગ્યા કે અરે ભાઇયો આ શો ગજબ; રાજકુંવર બધાય પશુ કરતા વધારે કદરૂપા છે એમ ગડબડાટ સાભળી રાજકુવર બધાય તો એકનુ નાક સીધુ તો બીજાનો કાન ઉંચો, ત્રીજાનુ મોહો વાંકુ તો ચોથાની આખો માંજરી, પાચમો પગે લુલો, છઠાની જીભ તોતળી અને આંખે માજરો. બોલે એટલે જીભે તતતતત એ પ્રમાણે સરવને છેક કદરૂપા જોઇ રાજા દીગમુઢ સરખો બની ગયો. તે જોઇ રાજા પુલ-

સંગ પ્રધાન પોતાના મનમાં સર્વ સમજી ગયો, ને વીચારવા લાગ્યો જે આ સમયે અણુમાનીતી રાણી દામાવંતીનો કુંવર ગજરામારૂ જો આ સભામાં બીરાજેલો હોય તેના જેવું તેજ દેખી રાજા અને સર્વે સભાજનોનો આનંદ ઉભરાયા વગર રહે નહી પણ શું કરૂ કે એ પુત્રના જનમવાની રાજાને બીલકુલ ખબર નથી ને જો હુ તેડી લાવું તો રાજા મારી ઉપર તથા દામાવતી ઉપર પણ કોપાયમાન થાય કે પિતા વિના પુત્ર કેમ જનમ્યો. એમ કહી તેની ખરી તપાસ કરશે તે સમયે મારે સાક્ષી પુરવી પડશે. એમ બનશે તો તેની ચીંતા નહી કેમકે અંત્યે ખબર થયા વગર તો રહેનાર નથી માટે હવે તો વેહેલુ જાણુ થાય તેજ સારૂ, ઈશ્વર પાસે સાચો ન્યાય છે. માટે સત્ય હશે તેજ તરશે. એમ વીચાર કરી સભામાથી ઉઠીને તરત દામાવંતીને મહેલે આવ્યો તેને જોઇને રાણીએ આસન આપી ઘણું માન દઇ બેસારીને તેને પાન સોપારીનુ બીડુ આપી પુછ્યુ કે આપના મ્હોના ચેહેરા ઉપરથી તો એવુ જણાય છે કે બહુજ તાકીદના કામ સારૂ આવ્યા હો, માટે જે હોય તે કૃપા કરી કહો કે ખબર પડે એવા શબ્દ સાભળીને પ્રધાન વીચાર કરે છે કે, રાણી ચતુર તો ખરી જે માગ મનની વાત પારખી, પણ કહયા વગર છુટકો નથી એવો નીશ્ચય કરી દામાવતીને કહે છે કે, હુ કાઇ આપની પાસે માગુ તો મને ખુશી થઇ આપવા વીશે વચન આપો તો કહું ત્યારે દામાવતી કહે છે કે રાજાની તમારી ઉપર ઘણી કૃપા છે તેવું છતા તમારે શુ ખામી છે. જે તે મારી પાસે માગો છો તે કહો. પ્રધાન કહે જે વચન આપો તો બોલુ ત્યારે રાણીએ કહ્યું કે તમને હું પોતાના પીતા તુલ્ય ગણું છુ માટે મારાથી બને તેવું

કરશે તો આપીશ એમ કહી વચન આપ્યુ. એટલે પ્રધાન કહે છે કે આપના કુવર ગજરામારૂજીને ઉત્તમ પોશાક તથા આભુષણ પહેરાવી મારી સાથે રાજસભામાં મોકલો. તે સાંભળીને રાણી કહે છે કે રાજાની ૭ માનીતીના પુત્રો છે તેવું છતાં મુજ અણમાનીતીના કુંવરનું રાજસભામાં શુ કામ છે. વળી રાજાની મારી ઉપર કૃપા નથી અને રાણીઓ પણ બહુ ઝેરીલી છે માટે મારા કુંવરને કોઇ કુડું વચન કહે તેથી તે દીલગીર થાય તે માટે એ વાતની ક્ષમા કરો તો બહુ સારૂ. વજીર કહે કે મારા ધટમાં પ્રાણ છે ત્યાં સુધી તમારા કુંવરનો વાંકો વાળ થવા દેનાર નથી. વળી આ પ્રસંગે રાજાએ અણમાનીતીના છએ કુવરને રાજસભામાં બોલાવીને બેસાર્યા છે. તેમના કદરૂપ જોઇને રાજા તથા સરવે સભાના લોકો ખેદ પામીને ઝાખા થઇ ગયા છે. ને તમારા કુવરની કાન્તી જોઇ સરવે સુખી થશે અને તમારૂં સત્ય જાહેર થશે તેથી ઇશ્વર સૌ સારા વાના કરશે. એ રીતે પ્રધાનનું પ્રૌઢ વીચારનુ બોલવું સાંભળીને દામાવતીએ ગજરામારૂજીને સુંદર પોશાક પહેરાવવાની આજ્ઞા આપી એટલે મારૂજી પોષાક પહેરે છે.

**દુહા**—કસુંબી મડીન માથે બાંધીયુરે, કાંઇ શીરપેચનો ઝળકાટરે, કાંઇ કલગી તોરારે માંહી શોભતારે, જેમા મોતી મણીનો ચળકાટરે. જેમા૦ ૨૪ જરકશી જામો પહેરીયોરે, માંહી ઝાઝેરા ઝળકે તારરે, ગાં૦ હીરા જડીત કંઠે હારડોરે, તેની શોભાનો નહી પારરે, તેના૦ ૨૫ ગેને કશીરે કમર બાંધીછેરે, કાંઇ કીનખાબી સુરવાળરે, કાં૦ કનક કમર પટા કેડમાંરે, તેમા ઝોલા ખાએ તરવારરે. તેના૦ ૨૬ કેડમા કટારી છે વાંકડીરે, કાંઇ દીસે છે નાનેર બાણરે, કાંઇ૦ હાથમા ઝાલીરે ભમર ભાલડીરે, કાંઇ બધે છ-

ળકતી છે ઢાલરે; કાંઈ૦ ૨૭ અત્તર ખુશબોઇ નાખી શીરમારે. કાંઇ ઓળી મુકયા છુટા કેશરે; કાંઈ૦ ધીરે ધીરે મારૂ ડગલાં ભરે, બહુ શોભે છે બાળવેશરે; બહુ૦ ૨૮ કામ કુંવર બન્યા મારૂજીરે. જાણે તેજ તણો અંબારરે; જાણે૦ પુલસગ વજીરે ઝાલી આંગળીરે, કાઇ મારૂજી ચાલ્યા દરબારરે; કાઇ૦ ૨૯

એ રીતે મારૂજીએ પોતાના સુદર વસ્ત્ર આભુપણ પહેરીને વળી ઢાલ તરવાર કટાર વગેરે હથીઆર બાંધીને શીરના કેશ છુટા મુકી તેમાં મોગરાના પુષ્પનું તેલ ઘાલીને બધા પોશાક ઉપર ભારે મુલનું અત્તર છાંટી કામ કુવર જેવો બની પોતાની માતાને દંડવત પ્રણામ કરી આજ્ઞા માગી કે માતાજી આપ આજ્ઞા આપો તો રાજસભામા જાઉ. ત્યારે માતા કહેછે કે હે પુત્ર તું સુખેથી જા જગેશ્વર મહાદેવ તારૂ રક્ષણ કરશે. અને પાછો કુશળ કલ્યાણથી વહેલો આવજે એવું સાભળી વજીરની આગળી ઝાલી ચાલતા રસ્તામા પુછે છે કે હે વજીર રાજ સભામા જવાનો એકજ રસ્તો છે કે બીજો પાછળથી જવાય એવો રસ્તો છે જો પાછલે રસ્તે જવાય એવું હોય તો સારૂ તે સાભળી વજીર કહે છે તમારે પાછલા રસ્તાનું શું કામ છે. આપણેતો આગલે રસ્તેથી જઇશું. કુવર કહે છે. કે એ રાજાએ મારી માને કોઇ દીવસ કશુ સુખ આપ્યું નથી માટે હું એને મારૂ મસ્તક નમાવનાર નથી. પ્રધાને ઘણો સમજાવ્યો પણ લીધી વાત મુકે નહી માટે કુંવરના કહ્યા પ્રમાણે પાછળ બીજો રસ્તો તે હતો રસ્તે બન્ને જણ ચાલ્યા. ત્યાં બારી હતી તે ઉઘાડવી એટલે કુંવર કહે છે કે પ્રધાન પહેલા તમે જાઓ પછી હું આવું. એવુ કહી પ્રધાનને બારી આંથી સભામાં મોકલ્યા. પછી પોતે વીચાર કરે છે કે જો હું આ

નાહાની બારીમાથી માથુ નમાવી જાઉં તો નમ્યો કહેવાઉ માટે તેમ તો મારે કરવું નથી. 'નમવું' નહી ને જવુ તો ખરૂ માટે એવી યુક્તી શોધી કહાડી કે પ્રથમથી પગ ઘાલીને સભામા પ્રવેશ કર્યો. વજીર જઇને રાજાની સામે બેઠો અને ગજરોમારૂજી આવીને કોઇને સલામ કર્યા વગર રાજાની પાસે આવી ઉભો રહ્યો એટલે જાણે વીજળીનો ઝબકારો થયો. એવો તેજનો પ્રકાશ પડતા રાજા પોતે અને સર્વ સભા- માં બેસનારા નિહાળી જુએ છે તો જાણે કામદેવ કુવર સ્વરૂપે પધા- ર્યા છે એવુ શરદ પુનેમની પ્રકાશીત ચંદ્રમા જેવું મુખ તથા સર્વાં- ગથી શોભા તેની સાથે વસ્ત્રાલંકાર અને નાના પ્રકારની અત્તરની સુગં- ધીથી આખી સભામા ગરવા થઇ રહ્યા ને સર્વ એક નજરે કુવર સામું જોઇ રહ્યા તે જોઇ રાજા ઘણોજ આશ્ચર્ય પામીને ફુલસગ વજીરને પુછેછે કે હે પ્રધાન આ કોઇ દેવ કુંવર અકસ્માત આપણી સભામાં ક્યાથી આવ્યો અરે આવો તેજસ્વી કુવર જેનો હશે તેના માત પી- તાને ધન્ય છે, પણ એ વાતનો ઝટ ખુલાસો કરો કેમકે મારા મનમાં ધીરજ રહેતી નથી માટે જે સત્ય હોય તે કહો. એવું સાંભળી પ્રધાન કહે છે કે, રાજાજી આ તમારી સામે ૭ કુંવર કોના છે? રાજા કહે છે કે એ તો મારી માનીનીના છે ત્યારે પ્રધાન કહે છે કે જેમ એ ૭ તમારા છે તેમ સાતમો આ કુવર પણ તમારો. એવું સાંભળી રાજા કહે છે કે મારી સાત રાણીયો છે તેમા ૭ માનીતી છે તેને મો- હોલે હું જાઉં છુ ને સાતમી તો અણમાનીતી છે તેને મોહોલે હું કોઇ દીવસ પણ જતો નથી અને તું ડાહ્યો પ્રમાણીક પ્રધાન થઇ મારી સભા વચે મશ્કરી કરી કહે છે કે આ દેદવાંશી કુંવર તમારો છે એ કેવી આશ્ચર્યકારક વાત છે. એવું સાંભળી પ્રધાને વીચાર

કર્યો કે હવે બધી વાત વિગત સહિત કહ્યા વગર છુટકો નથી. એમ ધારી રાજાને કહે છે કે મહારાજ આપને શીવજીએ પ્રસન્ન થઇ કેટલાં ફળ આપ્યાં હતાં? રાજા કહે છે કે સાત આપ્યાં હતાં. તે મેં મારી માનીતીઓને આપ્યાં હતાં. ત્યારે પ્રધાન કહે છે કે તમે તો અંતર રાખ્યો પણ સાચાનો બેલી ઇશ્વર છે. માટે તે સાતે ફળ છ રાણીઓ મળી ખાઇ ગઈ અને તેનાં છોતરાં અને ગોટલાં બારીએથી રસ્તામાં નાંખી દીધા તે તમારી અણમાનીતી દામાવંતીએ દાસી પાસે મંગાવી તેને વાટીને રાબ કરીને મને બોલાવી બધી હકીકત કહીને મારી સામે તે રાબ પી ગઇ. તેથી તેને ગર્ભ રહ્યો અને પુરે માસે આ દેવરૂપ શીવજીની કૃપાથી જનમ્યો છે. એ પણ તમારોજ કુવર છે. તે મહાપરાક્રમી નીકળી નવખંડમાં પોતાનું નામ રાખશે. એવું સાંભળી રાજા કહે છે કે મારો કુંવર હોય તો મારી સામે આવી અને સલામ કરી ઉભો રહે. તે સાભળી ગજરામારૂજી કહે છે કે હું કોઇને સલામ કરતો નથી. કરૂં છું તો સાત જણને સલામ કરૂં છું. તે સાંભળીને રાજા કહે છે કે એવા સાત કોણ મોટી પદવિવાળા છે કે જેને તુ સલામ કરે છે તે કહે. કુંવર કહે છે કે સાંભળો.

દોહરો—પહેલીરે સલામ મારી માતનેરે, જેણે નવ માસ રાખ્યો પેટરે; જેણે૦ કષ્ટ પામીને ઉછેરીયોરે, મારી ધણી એક વાલી વેઠરે. ૩૦ બીજી સલામ જગેશ્વર મહાદેવનેરે, જેણે પેટમાં ગર્ભજ દીધરે, જેણે૦ જઠરાગ્નિ માંહી જેણે બાળવ્યોરે, મારી રક્ષા ઘણેરી કીધરે, મારી૦ ૩૧ ત્રીજીરે સલામ મારા પ્રભુજીનેરે, જેણે બ ધાર આપ્યો અવતારરે, જેણે૦ જીવતા લગી જશ આપશેરે. ૩૨ ચોથી સલામ મારા રેવંતનેરે, એ તો રણમાં રખાડી લાવે ઘેરરે. એ

તો૦ ૩૨ ગામ થકી પડે પરગામમાંરે, એની કોઇ ન જાણે પેરરે. એની૦ ૩૩ પાંચમી સલામ મારા ખાંડાનેરે, એ તો રણુમા કરે મોટા ઘાવરે એનો૦ દુશ્મન દુર રહે દેખીનેરે, મારૂં બુડતુ તારે તે નાવરે. મારૂં૦ ૩૪ છઠીરે સલામ મારી ઢાલનેરે, એ તો રણુમાં દૈયા કેરી ઓથરે, એનો૦ દુશ્મન જોઇ ઝડપ લઇ ઉઠતારે, મારી પડતી બચાવે લોથરે. મારી૦ ૩૫ સાતમી સલામ ધરતી માતનેરે, એ તો મુવા જીવતાનો વિશ્રાનરે, એનો૦ પ્રાણી માત્ર સૌ એને આશરેરે, સાચું ઠરવાનુ એ છે ઠામરે. સાચું૦ ૩૬

હે રાજા પ્રથમ સલામ મારી માતને કરૂં કે જેણે મહા દુઃખ વેઠીને નવ માસ પેટ રાખ્યો અને જન્મ થયા પછી પણ મારે માટે બહુ કષ્ટ વેઠી મોટો કર્યો બીજી સલામ જગેશ્વર મહાદેવને કે જેણે મારી માતાના ઉદરમાં ગર્ભ આપ્યો અને જઠરાગ્નીથી બાળતાં રક્ષણ કર્યું, ત્રીજી સલામ જગતકર્તા પરમેશ્વરને કે જેણે મને અવતાર આપ્યો અને જીવીશ ત્યા સુધી મારી કીર્તી વધારી અંત સમે મોક્ષ ગતીએ પહોચાડશે. ચોથી સલામ મારા રેવત (ઘોડા) ને કે જે ગામ પરગામ લઇ જાય અને મહા અરણ્યમાથી કુશળ કલ્યાણથી ઘેર લાવે. પાંચમી સલામ મારી તલવારને કે જે રણુસગ્રામમા શત્રુનો નાશ કરી મને ફતેહ પમાડી મારો જીવ બચાવે. છઠી સલામ મારી ઢાલને કે જે દુશ્મનના આવતા ઝટકાને પોતે ઝીલી લઇને મારી લોથ પડતાં બચાવે અને સાતમી સલામ આ ધરતી માતાને કે જેની અંદર મુવા જીવતાને જગ્યા આપે છે અને જેમાંથી પેદા થઇ તેમાંજ સમાવાનું છે. એ સાત જણુને જરૂર સલામ કરવી જોઇએ તે હું કરૂં છું. તે સિવાય બીજા કોઇને સલામ કરતો નથી. તમને તો મારા મોઢાને

ચાલતાં રજ ઉડે એટલી પણ સલામ કરનાર નથી. એવાં ક્રોધનાં વ ચન સાંભળીને રાજાને અત્યંત ક્રોધ ચડયો. એટલે બોલ્યો કે અરે કોઇ ચાકર હાજર છે ! ઝટ તલવાર લાવીને આ ક્ષણે કુંવરનું મ- સ્તક છેદી નાંખો. એવા શબ્દ સાંભળી કુલસંગ વજીર જે પાસે બે- ઠેલો હતો તે બોલી ઉઠયો કે મહારાજ આપ એ શુ બોલ્યા ? તમે કોનું મસ્તક છેદાવો છો ! ખબરદાર જો અવીચારથી હાથ ઉચકશો તો પછી ઘણો પસ્તાવો થશે. એ રીતે પ્રધાનનુ બોલવું સાંભળી કો ઇની હીમત ચાલી નહિ. એટલે પ્રધાને રાજાને કહ્યું કે મહારાજ એ કુંવરને એની મા આપની પાસે મોકલવાનીજ ના પાડતી હતી પણ તેનું દેવરૂપ તથા પરાક્રમ દેખાડવા અને તમારા ખાડીયા માંડી- યા કુંવરોને જોઇ તમે તથા સર્વે સભાજનો શોકાતુર થયા હતા તે- ને રાજી કરવા હું બળાત્કારે તેડી લાવ્યો છું તે એવી સરતથી લા- વ્યો છું કે એને કુશળ કલ્યાણથી એની માતાના હાથમા સોંપું તે પછી આપને ગમે તેમ કરજો. એમ કહીને કુંવરની આગળી પકડી પ્રધાન સભામાંથી ઉઠી દામાવંતીના મહેલ ભણી જવા નીકળ્યો. એટ- લે સર્વે સભાના લોકો રાજાને સલામ કરી પોતપોતાને ઘેર ગયાં. એટલે સભા વિસજન થઈ. હવે રસ્તે ચાલતા ચાલતાં એક નેવુ વર ની ડોશી હાથમાં લાકડી લઇને ચાલી જતી હતી. તેને જોઇને ગ- જરામારૂજીએ પ્રધાનને પુછયુ કે આ ઘરડી ડોશીને બોલાવો મારે કંઈ વાત પુછવી છે. એવું સાંભળી વજીરે ડોશીને બોલાવી. એટલે મારૂ ડોશીને પુછે છે કે, ડોશી મા આપને કેટલાં વરસ થયાં ડોસી કહે કે બેટા નેવું વરસ થયાં. કુંવર કહે છે કે તમને ઘણામાં ઘણા કેટલાક વરસની વાત સાંભરતી હશે ? ડોશી કહે છે કે વધારે તો

નહિ પણ સવાસો વરસની વાત મારી જોયેલી અને આશરે પચાસની બીજી તે સમાના ગામનાં ઘરડાંઓ પાસે સાંભળેલી છે. ત્યારે કુંવર પુછે છે આ ગામમાં જસોજામ જે રાજ્ય કરે છે તે તેમના વડીલોનું છે કે પોતાનેજ મળેલું છે. તે સાંભળી ડોશી કહે છે કે ભાઇ પચાસ વરસની આગળ એક વીરાજી કરીને ઠાકોર હતો તેનું રાજ્ય હતું. તે ઘણાં વરસ ભોગવી અંતે તેનો મંદ દીવસ આવ્યાથી જસાજામને મળ્યુ છે. કુંવર કહે કે વીરાજીના વંશમાં કોઇ જીવે છે કે નહિ. ડોશી કહે કે તેના દીકરાનો દીકરો સોળ વરસની વયનો છે. તે સાંભળી કુંવરે ડોશીને પોતાના ખીસામાંથી સોનાની વીસ મોહોરો કહાડીને આપી અને કહ્યું કે ડોશીમા એ છોકરાને આ ક્ષણે મારે મ્હોલે તેડી લાવો એવું સાંભળી ડોશીને મોહોર મળ્યાથી પગમાં ખુબ જોર આવ્યું એટલે કુંવરને કહે છે કે હમણાં તેડી લાવું છું એમ કહી લાકડીના ટેકા વગર ચલાતું નહોતું તે ધનનું જોર આવતા લાકડી ખભે મુકીને વીસ વરસના જુવાન માણસની બરાબર ડોશીએ ચાલવા માંડયું એટલે કુવર કહે છે કે ડોશી મારી પાસે આવે ત્યાં સુધી કુલસંગ વજીર તમે પણ મારીજ પાસે રહો. એવું કહી બને જણ મોહોલે આવ્યા મારૂજીએ પોતાનો પોશાક ઉતારી બીજો ઘરમાંનો પોશાક પેહેરીને એક ખુરશી ઉપર પોતે બેઠા અને બીજી સામી ખુરશી નાખી વજીરને બેસાડયા. બેઉ જણ વાતો કરે છે એટલામાં તો ડોશી ઝડપથી વીરાજીનાં પુત્રને લઇને આવીને કહ્યું કે મહારાજ તમારૂં કામ કરયું હવે હું રજા માગું છું. એમ કહી ડોશી પોતાને ઘેર ગઇ. એટલે મારૂજી પુછે છે કે તમારૂં નામ શું છોકરો કહે મારૂ નામ ખીસજી કરીને કહે છે. મારૂએ તેને ખુરશી આપીને બેસાડયો ને કહ્યું કે તમારા વડીલો મોટા હતા તે વીશે સારૂં [illegible]

ધીરાજી કહે છે કે આ ગામમા મારા બાપનો બાપ વીરાજી ઠાકોર રાજ્ય કરતા હતા. પણ દૈવયોગે તેમના દહાડા નબળા આવ્યાથી એ રાજ્ય જસા જામના હાથમાં ગયુ. તેણે મારા બાપ હીરાજીને કાંઇ જાગીર આપી છે તે ઉપર મારો ગુજારો ચાલે છે. મારૂ કહે છે કે ગામમા કાંઇ તમારી બીજી જમીન છે? ધીરાજી કહે છે કે છે તો ખરી પણ તેમાં જુના ઘરો હતાં તે પડી ગયાં હવે તો ફક્ત એક હજાર વીઘાં છુટી ભોંય છે તે અબાવર છે તેમા લોકો છાણાં થાપે છે અને તે વીશે રાજાને અરજ કરી તો કાંઇ દાદ આપતા નથી. મારૂ કહે કે એ ભોય હું વેચાતી રાખુ તો તમે શું લેશો? ધીરાજી કહે એક હજાર રૂપીયા લઇશ. મારૂ પ્રધાનને પુછે છે કેમ પ્રધાનજી આ વાતમા આપનો શો વીચાર છે? વજીરે વીચારયું કે કુંવર નાની વયમા મોટો પરાક્રમી નીકળ્યો એ એના બોલવા ચાલવા ઉપરથી સાફ જણાય છે. આગળ જતાં રાજ્યાધિકારી પણ એજ થશે કેમકે માનીતીના છએ છે તે ખાંડીયા માડીયા લુલા લંગડા બેરા બોબડા છે, તે કાંઇ રાજ કરનાર નથી માટે આપણે એ કુંવરનું કાંઇ કામ નથી, આપણે તો મારૂજી સાથે ભલું રાખવું એવું વીચારી ઉત્તર આપ્યો કે મહારાજ આપની મરજી છે તો સુખેથી લ્યો પણ મારી સાથે બજારમાં પ્રેમચંદ પારેખની દુકાને ચાલો કે ત્યાં લખત કરીને સહી શાખ કરાવી નાણાં આપીએ. પછી ત્રણે જણ બજારમાં ગયા. ત્યાં દુકાન ઉપર બેશી લખત કરી સહી શાખ કરાવી એક હજાર રૂપીયા રોકડા પારેખ પાસે પરખાવીને આપ્યા, વળી ઉપરથી શાલ પાઘડી તથા કસુંબી મંદીલ વિગેરે પાંચસો રૂપીયાનો પોશાક આપી ખુબ રાજી કરી વીદાય કર્યો એટલે તે પોતાને ઘેર ગયો. મારૂજીએ

પ્રધાનને કહ્યું કે આપને મેં બહુજ શ્રમ આપ્યો છે તેની ક્ષમા કર-
વી પણ કાલે સવારે આ શહેરના હુશીયાર કડીયા તથા મીસ્ત્રીને
બોલાવી મારી પાસે આવજો કેમકે એક મોટો અને સારો શોભીતો
રાજમહેલ બનાવવાનો છે. તે કામમાં તમારે પોતાથી બનતી મહેનત
લેવી પડશે. પ્રધાન કહે વારૂ મહારાજ એમ કહી પોતાને ઘેર ગયો.
તે સવારના ઉઠીને પોતાના ચતુર કારકુનને બોલાવી કહ્યું કે દામા-
વંતીના પુત્ર ગજરામારૂજીને એક સુદર રાજમહેલ બંધાવવો છે માટે
આપણા નગરમાં જે સૌથી સરસ પંકાયેલા કડીયા સુતાર અને મી-
સ્ત્રીઓ છે તેને મારી પાસે બોલાવી લાવો પણ ખબરદાર આ વાત
કોઇને જણાવશો નહિ એમ કહીને કારકુનને મોકલ્યો. એટલે તે ત-
રત કડીયા સુતાર મીસ્ત્રીને બોલાવી લાવ્યો. તેને લઈ કુલસંગ વજીર
ગજરામારૂજી પાસે આવ્યો. તેમને જોઇ મારૂજીએ તરત આદરમાન
દઇ આસન આપી બેસારીને પુછ્યુ કે હે કડીયા, સુતાર અને મી-
સ્ત્રીઓ આ ગામમા મારે એક હજાર વીઘાં ભોય ઉપર એક મોટો
સુંદર શોભાયમાન રાજમહેલ બાધવો છે કે જેની અદર બાગબગીચા
નાના પ્રકારનાં પુષ્પોનાં ઝાડ તથા ફુવારા વીગેરે બાધી ઘણું મજબુત
અને શોભાયમાન કામ બનાવવુ ને વળી જે કામને એક વરસ લાગે
તેની જગાએ વધારે કારીગર રાખી બે માસમાં તૈયાર થાય તેમ કર-
વું. એવું સાભળી કડીયા સુતાર અને મીસ્ત્રીઓ બોલ્યા કે મહારાજ
આપ જેવો મનમાં ચાહો છો તેથી સરસ અમે જલદીથી બાધી તૈ-
યાર કરી આપીશું તે વિષે આપે નિશ્ચિંત રહેવું. એવો ઉત્તર મળતાં
મારૂજી પ્રસન્ન થયા ને કુલસંગ વજીરને ભલામણ કરી. જોશી પાસે
રૂડું મુહુર્ત જોવરાવી કામનો આરંભ ચલાવ્યો. પ્રથમ જગ્યા વાળીને

સારૂ કરાવીને તેનુ માપ લઇને પાયો ખોદીને કામ ચલાવવા માંડયું. તે કામ મધ્યે જે કાંઈ સામાન જોઇએ તે પ્રધાનના ફરમાવ્યાથી તેના માણુસો તરત લાવી હાજર કરે એટલે કડીયા સુતારને કશી ચીજ વગર ખોટી થવું ન પડે ને માણુસો પણ વધારે રાખીને ઘણું ઉત્તમ નકશી કામ કરાવ્યું. એમ કરતા ૭ માસ થયા એટલે તે રાજમેહેલ એવો બન્યો કે જસાજામના મેહેલ કરતાં સરસ તથા પાંચસો કોશના બીજા રાજાઓના મેહેલ કરતાં ઘણોજ શોભાયમાન બન્યો એટલે રૂડુ મુર્હુત જોઇ વાસ્તુ કરયું ને સરવે કારીગરોને યોગ્યતા પ્રમાણે શીરપાવ આપ્યો. મેહેલની વચોવચ એક મોહોટો ચોક રાખી તેમાં જુદા જુદા ભાગ પાડીને બાંધણી લીધેલી તેના નામ પણ જુદાં જુદાં પાડયાં. એકનું નામ રંગમેહેલ, ત્રીજો આરસ મેહેલ, ચોથો વિલાસી મેહેલ, પાંચમો નાટક મેહેલ, છઠો રાજ કચેરી ભરવાનો મેહેલ, અને સાતમો ઇશ્વર સ્તુતી કરવાને સારૂ ભક્તિ મેહેલ. એ રીતે મેહેલોમાં ગોખ ઝરૂખા ગ્યાલેરીઓ તથા અગાશીઓ વગેરે જુદી જુદી રચના બનાવેલી છે. ચારે કોરે ફરતો કોટ કરીને તેમાં નાના પ્રકારના ફળદાયક ઝાડ તથા સરવે જાતના પુષ્પોના ઝાડવાળો છટા બંધ બગીચો બનાવેલો તેમાં આંબા જાંબુ, સીતાફળ, રામફળ, દાહમ, જામફળ, નાળીયેર કેળ, અને માંડવા ઘાલીને તે ઉપર નાના પ્રકારના વેલાઓ વાવી તેને ઝાડ ઉપર અને માંડવા ઉપર ચઢાવી દીધેલા છે તેથી તેની છટા બહુ સુશોભીત દેખાય છે. વળી આરસ પહાણુનો સુદર ફુવારો મુકીને તેની ફરતી બેઠકો બનાવેલી જોતાજ સરવને બહુ સુખ ઉપજવા લાગ્યુ. એ રીતનો ઉતમ મેહેલ જે એકવાર જુવે તે જ્યાં જ્યા જાય ત્યા ત્યાં સદાય તારીફ કરે તે સાંભળીને દેશ વિદેશના લોકો જોઇને બહુ પ્રસન્ન થયા ને વિચાર કરે કે આ મહે-

વાનું કામ દેવતાના મહેલના સરખું દેખાય છે. એ રીતે સર્વ ખુશી થએલા માણજી ફુલસંગ વજીરને કહે છે કે જોકી મહારાજે આજે સભા ભરવાનું મહુરત આપેલું છે પણ જે રાજસભામાં બેસનારા પુખ્ત ઉમરના મોટા માણસો રાજાની કચેરીમા જવાનું મુકી મારી કચેરીમાં એકા એક આવશે નહીં, માટે તમે આ ગામના વેપારીયોના છોકરાઓ જે રસ્તામાં રમતા હોય તેને સમજાવીને કહો કે તમે ગ-જરામાણજી પાસે રમવા જાઓ ત્યાં તમને ઘણુ માન પાન મળશે એવુ સાભળી વજીરે ગામના છોકરાઓને જાહેર કર્યું કે તમે ઉત્તમ પોશાક પહેરીને માણજીને મોહોલે રમવા જશો તો તમને બહુ માનપાન અને મીઠાઇ મેવા વગેરે ખાવા મળશે એવી લાલચ સાભળતા છોકરાઓમા વાત ખુબ ફેલાઇ એટલે તેઓ ઉતમ પોશાક પેહેરીને તરત માણજી પાસે આવ્યા એટલે તેઓને પોતાની શણગારેલી કચેરીમા ગાદી તકીયા ઉપર બેસારીને બહુ આદરમાન દીધુ પછી છોકરાઓને કેફ ન ચડે તેવો પાતળો કસુબો કહાડી તેઓને પાયો પછી પસ્તા બદામ ચા-રોળી સાકર ને બીજા લીલા મેવા તરેહ તરેહના આપ્યા તે બાદ કઢેલ દુધમાં સાકર એલચી જાયફળ વગેરે નાખેલું મશાલેદાર દુધ પાયુ અને છેલી વાર તેઓને સુનેરી વરખના પાનના બીડા તથા ગુલાબના વાળા આપી બહુજ પ્રસન્ન કર્યા છેલીવારે કચેરી બરખા-સ્ત થતી વેળાએ માણજીએ સરવે છોકરાઓને કહ્યુ કે મારા સ્નેહી મીત્રો આજે તમોએ મારા મેહેલમા આવી મને બહુ આનંદ ઉપજા-વ્યો તેથી હું તમારો આભારી થયો છુ એમ કહી સરવેને વિદાય ગીરી આપી તે વેળાએ કહ્યુ કે મીત્ર! તમો દર રોજ સવારે તથા સાંજે મારી પાસે આવજો. આપણે પરસ્પર મળી આનંદ પામીશું. એ રીતે કહી સર્વને વિદાય કર્યા. પછી છોકરાઓ માહોમાંહી કહેવા

લાગ્યા કે આજે તો બહુજ મોજ મળી છે. વળી રાજકુંવરનો ભા
છે તેથી આપણે ભેગા થઇ નિત્ય જઇશું. પછી બીજે દિવસે સોના
જણો ભેગા થયા ને કચેરીમાં માન પામી ઘેર આવ્યા. એ રીતે પાંચ
દીવસમાં વધતામાં વધતા પાંચસો છોકરાં એકઠાં થયાં. તેઓ દીવસે દીવસે
અધીક સુખ પામવા લાગ્યા ને માફજીએ પણ આવે તેને ઘણું મા
દેવા માંડયુ. તેની કીર્તિ સાભળી ગામના અફીણીયા પણ થોડા થોડા
જવા લાગ્યા તેમને જોઇએ તેવો ઘાડો કસુબો પાઇને નાના પ્રકાર
મેવા તથા દુધ સાકર મળવા માડયુ. એટલે અફીણીયાભાઇ જ
ત્યાં ખુબ તારીફ કરવા લાગ્યા. તે સાંભળી મોટી ઉમ્મરના અને ર
રા માણુસો સભામાં બીરાજવા માંડયા અને છોકરાઓની સંખ્
અંધ થઈ. એમ કરતાં રાજાની કચેરીમા નિત્ય જનારા રજપુત અફ
ણીયા તથા લોકો સરવે ગજરામારૂજી પાસે આવીને મનમાન્યા અફ
ણુ કસુંબા પીને તે ઉપર મીટાઇ મેવા તથા દુધ વગેરે પીને કેફ
લેહેરમા કેટલાક ઝોકા માર્યા કરે અને કેટલાક રગમા આવી ઘ
રહુજ ભરેલા ગપાટા મારી મારૂજીને અને બધી કચેરીને ખુબ
હસાવે. એ રીતે છ માસમાં રાજાની કચેરી તુટીને મારૂજી પાસે
રાવા માંડી. એટલે રાજા જસાજામે પોતાના પુલસગ વજીરને
કે હે વજીર આપણી સભામાં જે સાડા સાતસો અફીણીયા આ
હતા અને બીજા પણ કેટલાએક માણુસોનો ખુબ જમાવ થતો
તે હવે કેમ આવતા નથી. તે સાંભળીને પ્રધાન કહે છે કે મહાર
અફીણીયા લોકોને કસુબો મળ્યો એટલે ત્યાંજ આસન વાળી
છે અને બીજા લોકોમાંથી કેટલાએક પરગામ ગયા હશે કોઇ
ગયા હશે અને કેટલાક મરી ગયા હશે તેથી માણુસોનો જ
ઓછો થાય છે એમ કહીને રાજાને સમજાવ્યો. પણ મારૂજીની

પોતે જાણે છે તે કહી નહી; કેમકે વજીર અને મારૂજીનો દીવસે દીવસે પ્રેમ વધતો ગયો એટલે પ્રધાન પણ તેમને સદાય રાજીમાં રાખે એમ કરતાં એક દીવસે એવું બન્યુ કે એક અફીણનો બંધાણી ભાટ ઘોડા ઉપર બેશીને એ ગામમાં આવી પહોંચ્યો. તે રસ્તે જતાં ગામના રહેવાશી લોકને પુછે છે કે હે ભાઇ આ ગામનો રાજા નીત્ય અફીણ કસુંબાનુ રાવણું કરે છે કે નહી? તે સાભળી પુરવાસીએ ઉત્તર આપ્યો કે ભાઇ ઉભી બજારે થઈ આગળ ચાલ્યા જાઓ. ત્યાં એક સુંદર મોટો મેહેલ આવશે તે મેહેલમાં અનુમાનીતી રાણી દામાવંતીનો પરાક્રમી પુત્ર ગજરોમારૂજી છે તે તમને ચડે ઘોડે તુરત કસુંબો પાઇ પ્રસન્ન કરશે બાકી જસાજામ રાજા પાસે જતાવેંત તરતજ કસુંબો મળશે નહી. એવા વચન સાંભળી બંધાણી ભાટ મારૂજીના મહેલ સામે ચાલ્યો એટલે બારીમાંથી મારૂજીએ ભાટને દુરથી આવતો જોયો ને મનમા તરત પરીક્ષા કરી કે આ કોઇ ખરો બંધાણી ભાટ છે. ને તે કસુંબો પીવાની આશાયે ઝડપથી આવે છે. એવું વિચારી પોતાના ત્રણ ચાકરને કહયુ કે પેલો દૂરથી ઘોડે બેશીને બધાણી ભાટ આવે છે તે આપણા મેહેલ નજીક આવે તે પેહેલા એક જણ માળવી અફીણનો ધાડો કુસુંબો કહાડી તેમાં કેશર ઘોળીને એક તાસળી ભરી તૈયાર કરી તેને હાક મારીને ચડે ઘોડે તરત કસુંબો પાઇ દો બીજાને કહયુ કે દુધ સાકર કઢેલ તૈયાર છે, તેમા વાટેલી એલચી નાંખીને તાસળુ ભરી કસુબા ઉપર પાજે ને ત્રીજા ચાકરને કહે છે કે પાઘડી ૧ રૂ ૨૫)ની રૂ. ૫૦ નું સેલું અને પચીસ રૂપીઆ રોકડા લઇને તું પણ જા ને કસુંબો પીને પાછળથી દુધ પીધા પછી આ શીરપાવ આપજે. એ રીતે આજ્ઞા કરતાં

ત્રણે ચાકરે કહ્યા પ્રમાણે વસ્તુ લઇને નીચે જઇ ઉભા રહ્યા એટલે આવી પહોંચ્યો તેને હાક મારી ઉભો રાખ્યો ને વિનંતી કરી કહ્યું કે અમારા મારૂજીએ કહ્યુ છે કે આ તાસળીમાં આપને ગ્યોગ્ય કસુંબો છે તે પીતા જાઓ. તે સાંભળી ભાટ પણુ તરત ઘટઘટાવી ગયો. એટલે ત્રીજાએ શેલુ પાઘડીને પચીસ રૂપીયા રોકડા આપ્યા તે લઈ ખુબ ખુશી થયો. આ બનાવ મારૂજી પોતે બારીએ ઉભા રહીને જોતા હતા તેથી ભાટ પોતાના મનમાં સમજ્યો કે આ કોઇ મહાદેવ વંશી રાજ કુંવર છે, માટે તેણે પણું માન આપી પ્રસન્ન કર્યો એમ જાણીને ભાટે મારૂજીને સલામ કરી કહ્યું કે હે ઉદાર મનના રાજકુંવર તુ જેવુ સર્વને માન આપે છે તેથી સહસ્ત્ર ગણુ માન પરમેશ્વર તમારૂં વૃદ્ધિ પમાડો એમ કહી ભાટ ચાલી નીકળ્યો તે જસાજામના મેહેલ આગળ પોતાનો ઘોડો બાંધીને દરવાજાના સીપાઇને ભલામણુ કરી પોતે રાજાની કચેરીમાં જઇ ઉભો રહ્યો પણુ તેનો કોઇએ સત્કાર કરયો નહી તે જોઇને ભાટે વિચાર કર્યો કે મે સલામ કરી પણ કોઇએ મારી સલામ સરખી લીધી નહીં. તો આ ઠેકાણે ઉભું રહેવુ ગ્યોગ્ય નથી. વળી માનીનીના ૭ પુત્રો જે ખાંડીયા મેંડીયા હતા તેને પણ ઓળખીને ભાટ કોપાયમાન થઇને કહે છે.

દુહો—ખાડીએ મેંડીએરે લુલે લંગડે, કાંઇ લજવી મારયું બધું ગામરે, કાંઇ૦ ધન્ય અણુરેમાનીતીના કુંવરને, એનુ નવ ખંડ રહેશે નામરે, એનું નવ ખંડ રહેશે નામ. ૩૭

એવી રીતે ભાટને મોહોઢે કવિતા સાંભળીને રાજા બહુજ કોપાયમાન થઇને બોલ્યો કે અરે કોઇ હાજર છે કે નહીં ? એવો શબ્દ સાંભળતાં ચાકરો બોલ્યા કે હાજર સાહેબ શો હુકમ છે ? રાજા કહે

છે કે હમણાંને હમણાં અણુમાનીતીના કુંવર ગજરાને જઇ કહો કે આ ક્ષણે તારા બાપનો એવો હુકમ થયો છે કે તને દેશપાર કરે છે માટે જ્યાં સુધી તારા બાપના રાજની હદ છે ત્યાં સુધી તારે રહેવું નહીં; કદાપી એ હુકમ માન્ય નહી કરે તો તને તારા જીવથી મારી નાંખવામા આવશે. એ રીતે કહો ને તે માને તો સારૂ નહિ.તો તેને બાંધીને મારી પાસે લાવજો. એ રીતે રાજાનું બોલવુ સભામા બેસનારા સરવે માણુસોએ સાભળ્યુ પણુ કોઇ ચાકરની એવી હિમ્મત ચાલી નહિ જે એ વર્તમાન કહેવાને તઇયાર થાય. એમ કોઇ બોલતુ નથી ત્યારે રાજા બહુ કોપાયમાન થઇને કહેછે કે અરે, શું ક્ષત્રીમાંથી પાણી જતુ રહ્યુ ? એવી રીતે રાજાને બોલતો સાભળી કચેરીમાથી પાંચ સાત મુસલમાન સીપાઇ બોલ્યા કે મહારાજ આપકા હુકમ શીર ઉઠાકર હમ જાતેહે ઓર જો આપને ફરમાયા ગજરાકુ બોલ દઇગે ઓર બાતકી કુછ ફીકર મત રખીયે એવુ કહી સીપાઇ મારૂજીના મહેલ ભણી જવાને નીકળ્યા તે રસ્તે ચાલતાં વિચાર કરી માંહેમાંહે બોલવા લાગ્યા કે " રાજાકા હુકમ શીરપર ઉઠાયા તો સહી, પણુ એ લડકેકી સારે ગામમેં બહોત તારીફ હોતી હે એ માનીતીકે લડકે બાઠીયે મેઢીયે લુલે લગડે કુછ રાજ કરનેકે નહી પાચ દીન અગાડી પીછાડી એહી ગજરામારૂ રાજ કરેગા ઉસકે ખાતર વાહા જાકે કુછ ભી મત બોલના, કયુ કે મારૂજી બડા નશીબદાર હે સો રાજ કરેગા તબ અપનેકુ ઉસકી નોકરી ઉઠા કર રોટી ખાનેકી હે. ઉસકે ખાતર બડી લાજસે દો સુકન બોલના આવી રીતે સીપાઇઓએ વીચાર કર્યો ને તરત મારૂજીના મેહેલ પાસે આવ્યા ત્યાં કચેરી ભરાયેલી જોઇને સીપાઇ બાઇ તો આશ્ચર્ય પામી ગયા એટલે કચેરીમાં જવાની

કોઈની હિમ્મત ચાલી નહિ અને એક બીજાને કહે છે કે ભાઇ મેરી તો જીગર ચલતી નહી કે જાકર બોલુ એ રીતે સરવે હિમત હારી ગયા પછી છેવટ તેમાં બે પુખ્ત ઉમરના બુઝરગ સીપાઈ હતા તે બોલ્યા કે માફ્જીકી પાસ જાકર લાયકાસે બોલને સીવાઇ છુટકા નહી હે. એમ કહી પાસે જવા માડયું ને જુવે તો જસાજામની કચેરીમાં જે અફીણીયા હતા તે સરવેને જોયા ને તેઓ અફીણ કસુંબા પી ખુબ ગપ્પા મારે છે, તે જોઇને એક સીપાઇ બીજાઓને કહે છે "અબે દેખતો સહી કયા મજા ચલ રહી હે એ મેરે બેટે સારે ગામકે અફીણીયા તો સબ ઈધર આકર કસુંબા પી કે કયા ગપાટે લાકે રહે હે ઓર જો કુછ કચેરીકી મજા તો સબ યહાં હૈ અપને રાજાકી કચેરીમે કયા ધુલ ઉડતી હે " એ રીતે એક બીજાને કહે છે પછી આગળ જુવે છે તો અફીણ ઘોળી રહયા છે તેની પાસે બીજા પાંચસાત જણા બેઠેલા છે તેઓ પસ્તા બદામ ચારોળી સાકર અજીર વગેરે સુકો મેવો વીણી તે સાફ કરી એક ખુમચામા મુકે છે મસ્તકી દાડમ ફોલા તેમાથી દાણા કાઢે છે ને સીતાફળ જામફળ મીઠા લીંબુ નારગી પાકા કેળા અને ખજુર વગેરે ફોલી એક રૂપાના ખુમચામાં જુદી જુદી ઢગલાઓ કરે છે, ચોથો પાકા પાનને ધોઇ સાફ કરી તેને કાથો ચુનો લગાવી તેમા સફેત સોપારીનો ભુકો મુકી તે મધે એલચી જાયફળ વગેરે મુકી તેના બીડા બનાવે છે અને પચમો જેને જેમ ઘટે તેમ આપી આદરમાન દે છે, અને જે કોઇ બહારથી આવે તેને તરત કસુંબો પાઇ નાના પ્રકારના મેવા આપા રાજી કરે છે. તેની પાસે કેટલાક અમીર ઉમરાવ બેઠા છે ને સામે અફીણીયા રજપુત નિશામાં ચકચુર થઇને ખુબ રંગમાં આવી તરેહતરેહના ગપાં મારી રહયા છે, અને કેટલાક ભાટ ભવઈયા એવો રસ લાવી વાતો

કરે છે કે જેથી મારૂજી અને આખી સભાના લોકો ખડખડાટ હસી બહુ આનંદ પામે છે. એવી રીતનો દમામ જોઈ સીપાઇયો પોતાના મનમાં બહુજ આશ્ચર્ય પામી ગયા ને વિચારમાં પડ્યા કે આપણાંથી આવા ધરમ ધોરીધર કુવરને મોઢે હલકી વાત કેમ બોલાય ? એવુ ધારી કચેરીમાં ઉભા રહયા એટલે મારૂજીએ તેમના મુખ ચહેરા જોઇ પરીક્ષા કરી કે આ પુરૂષો મારી પાસે કાંઇ અગત્યના કામ સારૂ આવેલા છે પણ બોલી શકતા નથી. એવું ધારી પોતે તેને પાસે બોલાવ્યા અને ચાકરોને કહયુ કે એઓને કેસરી કસુંબો પાઇ તરેવારના મેવા આપી પાછળથી પાન સોપારી આપ્યાં તે ખાઇ સ્વસ્થ થયા પછી મારૂજી પુછે છે, કે હે ભાઇઓ, તમે અહી શા કામે આવ્યા છો ? જે તમારા મનમા હોય તે સાચે સાચુ કહો. તે સાંભળીને તેમા બે શાણા અને ઘરડા સીપાઇ હતા તે બોલ્યા કે મહારાજ અમે આપની પાસે કાઇ સમાચાર બોલવા આવ્યા છીએ પણ તે એવા કઠોર છે કે અમારી જીભ મુદલ ઉપડી શક્તી નથી ને કહયા વગર છુટકો પણ નથી એવુ સાભળી મારૂજીએ કહયું કે ભાઇઓ, તમારે કહેવુ હોય તે સુખેથી કહો કેમકે જે કાળે જે વાત બનવાની હતી તે બન્યા વગર રહેતી નથી માટે આ સંસારને વિષે સુખ દુખ લાભ અને ખોટ એ સદાય માણસો ઉપર પોતાની અવધીએ આવી પડી છે તેનો હરખ શોક શાણા માણસ કરતા નથી માટે તમે સુખે કહો

આવી રીતે મારૂજીએ હિમત આપી એટલે તે બોલ્યાકે મહારાજ આપની નાની ઉમ્મર છે તો પણ જે આપમા વિવેક વિચાર અને દયા છે તે ઘણા વખાણવા જોગ છે તેથી અમારાથી બોલી

આવતું નહોતુ પણ આપ ધીરજવંત આગ્ના આપો છો ત્યારે કહીયે
છીએ કે તમારો બાપ જસાજામ રાજાએ એવો હુ.કમ કર્યો કે તુરત
ઘડીએ મારૂ નગર છોડી દુર તું દેશાવર જતો રહે. જ્યાં લગી મારા
રાજની છાયા ત્યાં સુધીમાં તારે રહેવું નહિ. અગર ના પાડયા ઉપર
રહીશ તો તને મુસ્કબાધી મારી સામે મંગાવી તારો જીવ લીધામાં
આવશે. માટે મારા કહેલા સમાચાર સાંભળી તારે એક પળવાર પણ
ઉભુ રહેવું નહિ, એવી રીતે હુકમ કરયો છે તે આપને કહી સંભળા-
વ્યો તે વિશે આપે અમારી ઉપર રીસ ન કરવી કેમકે અમે તો
ચીઠીના ચાકર છીએ તેથી માલીકે જેમ હુકમ કહયો તે તમને સં-
ભળાવ્યો. તે સાંભળી, મારૂજી બોલ્યા કે એમાં તમારો કાંઇ ગુનો નથી
તમે તમારા રાજાને જઇ કહો કે ગજરામારૂજીએ કહ્યું છે કે મે જે
જમીન ઉપર મેહેલ બાંધ્યો છે, તે જુના રાજાના વારસ પાસેથી વે-
ચાતી લઇને બાંધ્યો છે માટે હું કાંઇ તમારી જમીનમા રહેતો નથી
તેથી તમારે કહેથી તો જનાર નથી પણ મારી જન્મ પત્રીકામાં એવુ
લખ્યુ છે જે બાર વરસની ઉમર થશે એટલે વનવાસ જતુ પડશે માટે
હવે તે મુદત નજીક આવી છે તેથી હું મારી મેળેજ જઇશ બાકી
તમારો કાઢયો તો કદાપી જનાર નથી એમ કરતા તમારે લઢાઇ કરી
મને મારવો હોય તો હું લઢવાને તૈયાર છુ એ પ્રમાણે તમે જઇને
કહેજો કે જેમ તમને રૂડુ ગમે તેમ કરો. એ રીતે મારૂજીનો ઉતર
સાંભળીને સીપાઇએ જસાજામની પાસે આવી વિગત સુદ્ધા સરવે
વાત કહી સંભળાવી. તે સાંભળીને રાજા મોટા વિચારમા પડયો ને
પોતાના કુલસંગ વજીરને કહેવા લાગ્યો કે હે વજીર ગજરો કુવર
આવો આકરો જવાબ કેમ આપે છે? પ્રધાન કહે છે મહારાજ એ

કુંવર ખરૂ કહે છે કેમકે એમણે જુની રાજ્યવળાની જમીન તેના વારસ પાસેથી લઇ તે પર મેહેલ બાંધી રહ્યા છે એવુ સાંભળી રાજાએ વિચાર કર્યો કે પેટ પાકયું ત્યા પાટા કયાં બાંધવો આ માગો જુનો વજીર છે તે પણ એની તરફદારીમા બોલે છે માટે ખાલી વિરૂદ્ધ વધારી શુ કરૂ, એમ ધારી પોતાના મનમા જે વાત કરવાની હતી તે બંધ રાખી. હવે મારૂજી પોતાના મંહેલમાં ખાઇ પી મોજમજા કરે છે એમ કરતા એક દીવસ તેની જન્મોત્રી જોઇ જોશી મહારાજે કહ્યુ કે મહારાજ આપને અગીયારમુ વરસ ચાલે છે આપના ગ્રહો બળવાન છે પણ બારમુ વરસ બેઠા પછી તરત તમારે વનવાસ જવુ પડશે એમ જોશ દક્ષણા લઇ ઘેર જતા હતા તેને દામાવંતી એ જોયા એટલે બોલાવીને પુછ્યુ કે મહારાજ કેમ પધાર્યા હતા જોશીએ કુવરની જન્મોત્રી જોયાના સમાચાર કહ્યા ને પછી પોતાને ઘેર ગયા એટલે દામાવંતી પોતે મહા ચીતા કરવા લાગી કે બારમુ વરસ બેઠા પછી તો કુવર વનમા જશે તે પાછો કોણ જાણે કયારે આવશે માટે જો એનું વેવિશાળ કરી પરણાવી દીધો હોય તો તે પોતાની સ્ત્રી સાથે માયામા પડે ને તેની દયા જાણી કોઇ દહાડો પણ પાછો આવે એવો વિચાર કરી પોતાનો આશ્રીત એક બ્રાહ્મણ હતો તેને બોલાવીને કહે છે.

દુહો—બ્રામણ વીરારે તને વિનવુરે તુનો જાએ જે ગામો ગામરે, તુનો૦ કુવર જેવી રૂડી કન્યા લાવજે, મારૂ એટલું કરવું કામરે, મારૂ૦ ૩૮ રૂપે ગુણેરે કંઇ શોભતીરે તેમા નોયે ખાપણ કે ખોડરે, તેમાં૦ જેથી મારૂરે મારો મોહિ રહેરે, તેવી મેળવ જુગતી જોડ; તેવી૦ ૩૯ રાજ નહિ ભુલુ ફુલો તાહરોને તને રાખિશ

મારી પાસરે; તને૦ ધન આપુરે જોઇએ એટલુંરે તારા મનકની પુરીશ આશ. ૪૦

દામાવંતી કહે છે કે હે બ્રામણ વિરા તને વિનંતી કરીને કહું છું કે તને વાટે જે ખરચવા ધન જોઇએ તે આપુ છઉ તે લઇને તું ગામેગામ જઇ રૂડી રીતે શોધ કરી અમારા ઘર લાયક કોઇ કુળવાન રૂપવાન અને ગુણવાન કન્યા જોઇને તેના માબાપના પણ ગુણની તપાસ કરી મારા કુંવર ગજરામારૂજીનું વેવિશાળ કબુલ કરી આવી અત્રે વહેલો આવજે હે ભાઇ તુ બુદ્ધુ ચતુર છે માટે મારૂજીનું મન રાજી થાય અને જોતામાંજ તરત મોહ પામે એવી કન્યા સાથે સગાઇ કરી અત્રે આવી વધાઇશ તો તેજ વેળા તને શેલા પાઘડીનો સીરપાવ તથા પુષ્કળ ધન આપી તારા દરીદ્ર દૂર કરીશ એવું સાંભળી બ્રામણ કહે છે કે બાઇ સાહેબ તમારી પરીપુરણ ખાતરી છે માટે હાલ વાટ ખરચીના એકસો રૂપીઆ આપો એટલે તરત જઇ ચાઠી ગામો ગામ શોધ કરી તમને ને મારૂજીને પ્રસન્ન પડે તેવી કન્યા ગુણથી ભરેલી અને તેવીજ કુળવાન તથા સ્વભાવે પણ ઘણીજ ચતુર ને સારી વિદ્યા ભણેલી છે તે સાંભળી બ્રાહ્મણ બહુ પ્રસન્ન થઇ વિચાર કરે છે કે દીનદયાળે મારા ગરીબ ઉપર બહુ મેહેર રાખી છે તે મારૂજીને યોગ્ય છે. માટે ત્યાં જઇ મારાથી બનતું પ્રયત્ન કરૂ ને જો ગુલાબસંગ એ મારી વાત કબુલ કરે તો વધારે ભટકવુ મટે ને વળી રૂડી કન્યા મળેથી મારૂ પણ દરીદ્ર દુર થાય, એવું ધારીને તે નગર ભણી ચાલ્યો જાય છે. હવે ગુલાબસીંહજીની કુંવરી ચંપાદે એક સરખી સખીઓમાં પ્રસંગોપાત વાત કરતાં બોલી કે હે બહેન મારા સાંભળવામાં એવું આવ્યું છે કે ગાંધવપુર શેહેરમાં જસોજાય કરીને છે

તેને સાત રાણીઓ છે તેમાં ૭ માનીતી ને સાતમી અણુમાનીતી છે.
તે રાજાને કાંઇ સંતાન ન્હોતુ માટે વનમાં જઇ બાર વરસ સુધી
જગેશ્વર મહાદેવ પાસે તપ કરયુ ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઈ રા-
જાને દરશન દીધા ને પુછ્યુ કે તારે કેટલી રાણીઓ છે રાજાએ કહ્યુ
કે સાત રાણીઓ છે. એવુ સાભળતાં મહાદેવે તેને આબા ઉપરથી
સાત કેરાયો પાકા મંગાવી આપીને કહ્યું કે આ તારી રાણીઓને
ખવરાવજે તેથી તેમને પુત્ર થશે એવુ કહી મહાદેવ અંતરધ્યાન થયા
ને રાજા પોતાને ઘેર આવ્યો. તેણે પોતાની માનીતીને મહેલે ફળ
આપી કહયુ કે બધા મળી સરખે ભાગે વહેંચી ખાજો એટલે તમોને
પુત્ર થશે. એમ કહી રાજા પોતાના ઓરડામાં ગયો એટલે માનીતીઓએ
દગલબાજી કરી સાતે ફળ ૭ જણીઓ ખાઇ ગઇ ને તેના છોતરાં
ગોટલા બાર નાખી દીધા તે અણુમાનીતીએ દાસી પાસે મંગાવી
તેને વાટી તેની રાબ કરી પીધી ને શીવજી ઉપર ખરો ભરૂસો રાખ્યો
તેથી તેને શીવજી પ્રસન્ન થયા. તેણે કરીને તેને દેવરૂપ કુવર જનમ્યો
છે. તેનું નામ ગજરોમારૂ માહા રૂપ ગુણને પરાક્રમનો ભંડાર છે. તે
વર જેના પૂર્ણ ભાગ્ય હશે તેને મળશે. માનીતીએ દગો કર્યો તેથી
તેને ખાંડીયા મેડીયા ને લુલા લગડા કદરૂપા કુંવર જનમ્યા છે,
એવી સખીને મોઢે વાત સાંભળીને ઉત્તર આપ્યો કે પ્રીય સખી !
તુ ખરૂ કહે છે, ઇશ્વરની અકળ ગતી છે. તેથી તેની ઇચ્છા હશે તેમ
બનશે. એવી વાતો કરી રહ્યા પછી સખીયો પોતાને ઘેર ગઇ. એટલે
ચંપાદેના મનમાં બહુજ મોહ લાગ્યો તેથી તે જગેશ્વર મહાદેવની
સ્તુતિ કરી કહે છે કે ભોળાનાથ તમે અનેક ભકતોને વરદાન આપી
તેઓના મનોરથ સફળ કર્યા છે, તેમ હું પણ તમને વિનંતી કરી કહું

છું કે ગજરામારૂજીને મેં મારા મને કરીને વર્યો છે માટે એજ વર મને દેજો. કદાપી એ વાતમાં મારો બાપ કાઇ હરકત કરશે તો મારો પ્રાણ ત્યાગ કરીશ એવી રીતનો નીશ્રય કરી રહી છે. એટલામાં બ્રાહ્મણભાઇ તેજ નગરમાં આવી પહોચ્યો, ને ચંપાવતીના મેહેલ નીચેથી નીકળ્યો તે સમયે ઝરૂખામાં કુંવરીને દેવરૂપ બેઠેલી જોઇ ઘણું આશ્ચર્ય પામીને તેના મો સામુ એક નજરે જોઇ રહયો છે. તે જોઈ કુંવરી મહા ચતુર તેથી તેના મનમા કારણ સમજીને પોતાની દાસીને આગ્ના કરી કે પેલો બ્રાહ્મણ ઉભો છે તેને બોલાવ. એવુ સાંભળી દાસી તરત જઇને બોલાવી લાવી એટલે તેને માન દઇને આસન આપી બેસારીને પુછે છે

દુહા—કીયારે મુલકથી આવીયારે, તમે કયાંરે મુલકમા જાઓરે; તમે૦ કહોને કોની જુઓ છો વાટડી, વીરા શા કામે ખોટી થાઓરે; વીરા. ૪૫

ચંપાદે કહે છ કે હે મહારાજ ! તમે કીયે મુલકથી આવ્યા ને કયાં જાઓ છો ? આ શહેરમાં તમારે કોની સાથે કામ છે ? સત્ય કહો તે સાભળી બ્રાહ્મણ કહે છે.

દુહા—ઉત્તર ખંડથી આવીયારે, અમે મુલક જોવાને કાજરે; અમે૦ જોયું નગર અતીશે આ શોભતું, તેવો ગુણવંત હશે રાજરે; તેવો. ૪૨

બ્રાહ્મણ કહે છે હે બાઈ ! હુ ઉતર ખંડમાંથી મુલક જોવા નીકળ્યો છું તે કેટલાક શહેર જોયાં પણ આ શહેરની શોભા સારી જોઈ વિચાર કરયો કે જેવી શેહેરની શોભા છે તેવો રાજા પણ

ગુણુવાન હશે તેથી તેની પ્રજા પણ સુખી હશે, એમ વિચાર કરતો હતો, એટલામાં તમે બોલાવ્યો, એટલે તમારી પાસે આવ્યો. બાકી આ શેહેરમાં મારે કોઇ સાથે ઓળખાણ નથી એવી વાત સાંભળી ચપાદે પોતાના મનમા વિચારે છે કે, આ કોઇ રાજાનો મોકલેલો લગનીગો બ્રાહ્મણ ઘણો ચતુર છે, તેથી કોઇ રાજપુત્રનું વેવીશાળ કરવા સારૂ નીકળ્યો છે પણ એ પોતાના મનનો ખરો વિચાર જણાવતો નથી માટે એને સપ દઇને પુછવુ એટલે તે સત્ય બોલશે.

દુહા—શારે કામે તમે આવીયારે, તે તો સાચુ બોલોને આપરે, તેનો૦ જુઠું બોલો તો મારા સમ છે, તમને સ્ત્રી હત્યાનું પાપરે, તમે૦ ૪૩

ચપાદે કહે છે મહારાજ તમે આ શહેરમા શા કામે આવ્યા છો તે સાચુ ન કહો તો તમને મારા સમ છે અથવા સ્ત્રી હત્યાનું પાપ છે, એવુ સાભળી બ્રાહ્મણ કહે છે.

દુહા—સાચુ કહૂ છુ તે સાભળી, તમને મોહરૂપી લાગશે બાણુરે, માંડવગઢથી હૂ આવીયો, રૂડી કન્યા જોવાને કાજરે. રૂડી કન્યા. ૪૪ કોઇ નથી માગે જનમીયારે, કોઇએ નથી સાભળીયો કાનરે, નામ સાભળી નારી ઢળી પડે, બહુ વાગે તે મોહના બાણરે બહુ વાગે તે મોહના બાણ ૪૫

બ્રાહ્મણ કહે છે કે હે કુંવરી, તેં મને આકરા સમ ખાઇ પુછયું માટે તને સત્ય કહૂં છું કે હૂં માડવગઢના રાજા જસાજામના પુત્ર ગજરામારૂજી સારૂ રૂપાળી અને ગુણુવાન કન્યા જોવાને નીકળ્યો છું, કેમકે મારૂજી રૂપ ગુણુમાં અને વીદયા ચતુરાઇમાં ચો તરફ પંકાએ-

હા છે તેથી એના વખાણુ કરવાની જરૂર પડે તેવુ નથી જો તે ના રૂપ ગુણનું વર્ણન કરૂ તો બહુ મોહીત થાય તેથી મુર્છા આવે. એવુ સાંભળી ચંપાદે મોહ પામીને વીચાર કરે છે જે આજ કાલ ગજરામારૂજી બહુ રૂપવાન તથા ગુણવાન સભળાય છે ને મેં તો તેના નામનીજ તારીફ સાંભળી છે. માટે તેજ હશે કે બીજો હશે. તે બ્રાહ્મણ પાસે નામ દેવરાવ્યા વગર શી ખબર પડે, માટે ફરીને બ્રાહ્મણને પુછે છે

**દુહા**—કેઇરે જનેતાએ પુત્ર જનમીયોરે, એ તો કીયા રાજાનો કુમારરે, એતો૦ સાચુ બોલોને બાંધવ માહરા, તને આપુ એકાવન હારરે, તુને૦ ૪૬ વચન સુણીને વિહવળ થઇરે, મારૂ મનડુ તે નવ રહે ધીરરે, મારૂ વરમાળ ચાલુરે હુ તો હેતસુરે, કરી રાખુ નણદલ કેરો વીરરે, કરી રાખુ૦ ૪૭

કુવરી કહે છે હે મહારાજ, એના કઇ માતાએ પુત્ર જનમ્યો છે કે જેનુ નામ અને તારીફ સાભળતા મારૂ મન મોહ પામી ગયુ છે. તેથી હવે વધારે વાર ધીરજ રહેતી નથી માટે ઝટ નામ દો કે તે સાભળીને મારૂ મન કાંઇક શાંત પામે ને પછી તેને મારો પ્રાણપતી કરવાને તૈયાર થાઉ એવી રીતની કુંવરીની આતુરતા જોઇને બ્રાહ્મણ કહે છે કે હે કુંવરી સાંભળ

**દુહા**—કુવર છે રાજા જસાજીમનોરે, એનુ માંડવગઢ છે ગામરે; એનું૦ એતો દામાવતીનો દીકરો, ગજરોમારૂજી છે નામરે, એનું૦ ૪૮ ગોર પુંજી હશે પ્રીતથીરે, તેતો પામશે એ ભરથારરે; તેતો. કાઇ સફળ જનમ થશે તેહનો; એના ભાગ્ય તણો નહી પારરે, તેના ભાગ્ય તણો નહી પાર૦ ૪૯

હે કુંવરી એ માળવખંડના રાજા જસાજામની અણમાનીતી રાણી પણ પતીવ્રતા અને નીતી ભકિતને પાળનારી એવી જે દામાવંતી નામે રાણી છે. તેને જગેશ્વર મહાદેવે પ્રસન્ન થઇને દેવરૂપ કુંવર આપ્યો છે. ને તેનુ ગજરામારૂજી નામ રાખ્યુ છે. માટે જેણે પેલે ભવ પરણ્યુ તપ કરયુ હશે તથા આ ભવમાં ગોરની પુજા કરી નાના પ્રકારના વ્રત કર્યા હશે તે શ્રી ગજરામારૂજી ભરથાર પામશે. એવા વચન સાભળી ચપાદે પોતાના મનમા ઘણો હર્ષ પામી અને પરમેશ્વરની સ્તુતી કરી કહેવા લાગી

હે પરમેશ્વર, મેં તમારી સાચા દિલથી ભકિત કરી તેથી મારા મનમા જે વની ઇચ્છા હતી તે પ્રાપ્ત થવાનો સમય નજીક આવ્યા છે પણ તે કૃપા કરીને નીરવીઘને પાર પાડી માગ આપને મનમા પ્રેરણા કરજે એવી પ્રાર્થના કરીને પછી બ્રાહ્મણને દક્ષણામા સો મોહોર આપીને કહ્યુ કે મહારાજ તમે મારા પીતા પાસે જઇને યુકતીબધ વાત કરી તેમનો ભાવ ચોટે ને એ વેવીશાળ કબુલ કરે એવુ કરજો. તે સાભળી બ્રાહ્મણ કહે છે કે તમારે કશી ચીંતા કરવી નહી. ઇશ્વર પરમ દયાળુ છે તેથી તે સારૂ કરશે. એવુ કહી રાજસભામા આવી ઉભો રહયો ને રાજાની પોતાના સામી નજર થએથી જોઇ આશીરવાદ દીધો. એટલે રાજા પોતે મહા ચતુર તેથી તરત ચેતી ગયો કે આ કોઇ પરદેશી બ્રાહ્મણ કાંઇ કામ સારૂ મહારી પાસે આવ્યો હોય એમ જણાય છે. પછી રાજાએ તેને આદરમાન દઇ પોતાની પાસે બોલાવી આસન આપી બેસાડયો. પછી તેના કુશળ સમાચાર પુછીને કહયુ કે, હે બ્રહ્મદેવ,

આપ કીયે દેશથી શા કારણુ માટે અત્રે પધાર્યા છો તે કહેશો? તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે મહારાજ ! માંડવધડમાં જસોજમ રાજા રાજ કરે છે, તેના પુત્રનું વેવીશાળ કરવાને નીકળ્યો છુ તે જ્યા લખીત હશે ત્યાં યોગ બનશે. તે સાભળી રાજા ગુલાબસીહ કહે છે કે મારા સાંભળવા એમ આવે છે જે, જસાજમની સાત રાણીને સાત પુત્ર થયા છે, તેમાં કોઇ મુગો, ૧ કોઇ બહેરા, ૨ ચીબો, ૩ કાને બુચો, ૩ તોતળો, ૫ લંગડો, ૬ અને વાદરા જેવા મ્હો વાળો, ૭ એવા અતી કદરૂપા અને છેક મુર્ખા છે, તેવાને પોતાની દેવરૂપ અને ગુણવાન કન્યા કોણ આપશે / તે સાભળી બ્રાહ્મણ કહે છે કે, મહારાજ / આપ કહો છો તે સર્વ સત્ય છે, પણ હુ જેનુ વેવીશાળ કરવા આવ્યો છુ તે જસાજમની સાતમી રાણી દામાવતી પરમ દયાળુ તથા પરોપકારી, પરમ દુખ ભંજન નીતી ભકતીવાન, અને રૂપવતી છે, તેથી તેની ઉપર જગેસ્વર મહાદેવે બહુ કૃપા કરી રત્ન જેવો તેજસ્વી પુત્ર આપ્યો છે, તેમ ભણેલો પણ બહુ સારો છે. એવી રીતે વખાણ સાભળીને રાજાયે પોતાની રાણી પાસે જઈ સરવે સમાચાર કહયા ત્યારે તેણે ઉતર આપ્યો કે મેં પણ દામાવંતીના પુત્ર ગજરામારૂજીની બહુ કીરતી સાભળી છે, પણ તે અણમાનીતી છે, તેથી તેની પાસે રીધ સીધ ક્યાથી હોય અને મારી પુત્રીને સુખ શી રીતે મળે તે સાંભળી બ્રાહ્મણે સમ ખાઇને કહ્યુ કે બાઈ સાહેબ ! ઇશ્વર આજ્ઞાથી સાચુ કહું છું કે દામાવતી અણમાનીતી છે ખરી, પણ તેનો ભાઇ સાલાસુલા બહુ હુશીયાર અને ધનવાન છે, તેથી તે પોતાની બહેન દામાવંતીની સારી બરદાસ લે છે, તેમ રાજા પણ તેને ખરચવા

સારૂ જે જોઈએ તે આપે છે માટે તે વીશે બે ફીકર રહેવુ પછી તો તમારૂં ધ્યાન પહોંચે તેમ કરો. તે સાભળી રાણીએ ચંપાવતીને પુછયું કે હે પુત્રી ? આ બ્રાહ્મણ માંડવગઢના રાજા જસાજામના પુત્ર ગજરામારૂનુ વેવીશાળ કરવા આવ્યો છે તે બહુ તારીફ કરી કહે છે કે ગજરામારૂજી સરવે સદગુણથી ભરપુર, દાનનો ઉદાર અને મહા વીદવાન છે તેમ સ્વરૂપમા કામદેવ સરખા કાતીમાન છે માટે જે કન્યા પરીપુર્ણ ભાગ્યવાન હશે તેજ એ કુવરને વરશે એવી રીતે આ બ્રાહ્મણ વખાણ કરે છે, માટે જો તારી મરજી હોય તો આપણે એ વાત કબુલ કરી શ્રીફળ આપીએ, તે સાભળીને ચંપાવતીને અમૃત આનદ થયો તો પણ પોતાની માતુશ્રીની મર્યાદા રાખી બોલી કે હે માયાળુ માજી, મારૂ વેવીશાળ કરવુ કે લગન કરવુ એ વાતે તમે તથા મારા તીર્થરૂપ પીતાજી તીલકસાગર અને સદા વીચારવત છો માટે જેમ તમારી બેઉની નજરમા આવે તેમ કરવાને તમેજ મુખતીયાર છો, જે તમે કરશો તે કબુલ રાખશો તે વીશે હુ બાળકી શું જાણું ? એવી રીતના કુવરીના વચન સાભળીને તરત પોતાના પતીને કહયુ કે હે સ્વામીનાથ, આ બ્રાહ્મણ માંડવગઢથી જસાજામના પુત્ર ગજરામારૂજીનુ વેવીશાળ કરવા નીકળયો છે. ને બહુજ વખાણ કરે છે માટે જો આપની આગના હોય તો ચંપાદેનુ વેવીશાળ કરીને બ્રાહ્મણને શ્રીફળ આપીએ તે સાભળીને રાજાયે તેના મો સામુ જોયુ તો તેનુ મન પ્રફુલીત દીસવા લાગ્યુ એવી રીતે રાજા રાણીયે પરીક્ષા કરી પોતાની પુત્રીનુ વેવીશાળ કબુલ કરીને તેને શ્રીફળ તથા દક્ષણા આપી બ્રાહ્મણને વીદાય કરયો. તે થોડા દીવસમા માંડવગઢ આવી તરત હસતો હસતો દામાવંતીને

મ્હોલે ગયો તેને જોઇ દામાવંતી પુછે છે કે કેમ ગોર મહારાજ ! આજે તો ખુબ પ્રસન્ન જણાઓ છો તે શું કામ ફતેહ કરી આવ્યા ? ત્યારે ગોરે સરવે બીના કહી તે સાંભળી પોતે પ્રસન્ન થઇને તત્કાળ ગોરને પાંચસે સોના મ્હોર ને પાચ વસ્ત્ર આપ્યા એટલે ગોર બહુ રાજી થઇને કહે છે કે હે બાઇ સાહેબ, આપની ઉપર જગેશ્વર મહાદેવની ઘણીજ કૃપા છે માટે તેના પ્રતાપથી કમળાવતી નગરીના રાજા ગુલાબસીંહની પુત્રી ચંપાદે નામે મહા રૂપ ગુણથી ભરપુર છે તેથી આપના કુવરને બહુ પ્રસન્ન પડશે એમ કહી ગોરે આગ્ના માગી એટલે તેને ગોળ ધાણા તથા સાકર ખવરાવી મીઠું મોહો કરાવી વીદાય કરયો, તે પછી પોતાના દાસ દાસીયો વગેરે સરવેના મોં ગોળ ધાણા તથા સાકરથી મીઠા કરીને પ્રસન્ન

કરયાં એ વાતની જસાજામને કંઈ ખબર નથી પણ ગજરામાઃજીયે મંડવગડના તેમજ આસપાસના ગામોને દાન માન આપી સવજનોને પ્રસન્ન કરયા હતા તેથી તેની કીરતી ચોતરફ ફેલાઇ ગયેલી હતી તેથી જ્યાં સરવે લોકોને મોહોડે માફજીનીજ તારીફ સાંભળી એટલે જસોજામ બહુજ ક્રોધાતુર થઇને પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે આજ કાલ મારા પુરવાસી લોકો જ્યાં ત્યાં ગજરામાફજીની બહુજ તારીફ કરે છે. માટે એણે ન્હાની ઉમ્મરમા મ્હોટુ નામ મેળવ્યું તેથી એ કોઇ દીવસ મને પણ નડીને મારી ખરાબી કરે એમા કાઇ શક નથી. માટે કાલે ખુબ તાકીદ કરીને એને વનવાસ કાહાડું તો મને કશી વાતનુ નડતર ન રહે. એવી રીતે નીશ્ચય કરીને પોતાની દાસીને કહ્યું કે આપણી ઘોડારમાથી એક કાળો ઘોડો અને કાળાં વસ્ત્ર બેઉ વાનાં લઇને આજે એક પોહોર રાત રહે

ને વેળા કોઈ ન જાણે એમ ગજરામારૂના મોહોલના બારણા આગળ જઈને ઓટલાના થાભલા સાથે આ ઘોડો બાધીને કાળાં વસ્ત્ર તેના બારણા આગળ મુકજે તે પછી કોઇ ન જાણે એમ પાછી મને આવીને સમાચાર કહેજે એવો હુકમ સાભળી દાસીએ કહ્યા પ્રમાણે કામ કરીને પાછા રાજાને સમાચાર કહ્યા કે મહારાજ આપના ફર માન મુજબ કામ કરી આવી છુ. એમ કહી દાસી પોતાને ઠેકાણે ગઈ પછી રાજા વિચાર કરે છે કે જો ખરા ટેક વાળો હશે તો હવે પછી મારા નગરમા ઉભો નહી રહે એવો નીશ્ચય કરયો. હવે મારૂજી પોતાના નીયના નિયમ પ્રમાણે પરોઢીયે ઉઠીને બારીએ આવી ઉભા રહ્યા તો પોતાના બારણા આગળ કાળો ઘોડો બાંધેલો જોયો ને ઉપર કાળા રંગના વસ્ત્ર મુકેલાં હતાં તે જોઈને તતકાળ વિચાર કરયો કે આ ઘોડો અને કાળા વસ્ત્ર મારા પીતાજીએ મને વનવાસ કાઢવા સારૂ મોકલ્યા છે તે મારે કબુલ કરીને જવું જોઈએ. જો ન જાઉં તો મારી માની કુખ લાજે માટે હવે અહીં રહેવામાં મારી આબરૂ નહી. એવો નીશ્ચય કરી ઝાડે જઈ આવીને દાતણ પાણી કરીને કબાટમાથી પોતાની જન્મ પત્રીકા કાઢી તે પોતે જોઈ નપાસ્યા તો તેમાં પણ વનવાસનો યોગ તેજ દિવસે હતો. પછી ખરી ખાતરી થવા મહેલને પાછલે બારણેથી જન્મોતરી કરનાર જોશીને બોલાવી જન્મ પત્રીકા દેખાડી કે કેમ જોશીજી મહારાજ! હાલમા મારા ગ્રહ કેવા છે તે સાભળી જોશીએ ગ્રહ જોઈને કહ્યું કે હે મારૂજી હાલમા રાહુ મગળ અને શની એ ત્રણ વાંકા છે તેથી તમારા પીતા તમારી ઉપર કોપ કરી આજ કાલમાં જરૂર વનવાસ કાઢશે પણ બીજા ગ્રહ સારા છે, તેથી તમારે કશી ચીંતા કરવી નહિ.

તમારી જન્મોતરીમાં એવું લખ્યુ છે કે બાર વરસ પુરાં થયેથી તતકાલ વનવાસ ભોગવવો પડશે. માટે એ મુદત આજે પુરી થઇ છે. તેથી તમારા કમનસીબ યોગે આજે દીવસ ઉગ્યા પેહેલા વાર ન કરવી. જ્યા હશો ત્યાં ફતેહ મેળવી પાછા લાભ અને જશ મેળવી પોતાને ઘેર આવશો માટે હાલમા બારમુ વરસ દેશવટો દેવરાવશે. તે સાભળી જોશીને દક્ષણા આપી વીદાય કરીને નીત્યનો પોશાક બદલી કાળા વસ્ત્ર પેહેરીને કાળા ઘોડા ઉપર બેશીને પોતાની માતા પાસે આગ્ના માગવા સારૂ આવે છે તેને દુરથી કાળાં વસ્ત્ર પહેરી કાળા ઘોડા ઉપર બેઠેલા જોઇને પેટમાં અત્યત ફાળ પડી કે આજે કુવર કાળો પોષાક પેહેરી કેમ આવે છે ? એટલા સારૂ નજીક આવ્યા તેને જોઇને દામાવતીની આખોમાથી અષાડા મેગના નેરા પડે તેવી રીતે આસુની ધારા ચાલી મુખે કાંઇ બોલી શકાતુ નથી તો પણ રડતા રડતાં પુછે છે કે અરે મારા લાડકા પુત્ર, તેં કયા જવાની તૈયારી કરી છે ? તે ઝટ કહે હવે એક ક્ષણવારનો મારા મનમાં જરાય ધીરજ રેહેતી નથી. તુ બોલ તોય કુવર બોલતો નથી. એટલે માતા કહે છે

દુહો—કાના રોવ્યાને કોના રોળીયારે, કુવર કેનો કરયો ભંજવાડરે; કુંવર કેનો કરયો ભંજવાડરે० કાળે ઘોડેને કાળે લુગડે, જોઇ લાજી મરે રજવાડરે; જોઇ લાજી મરે રજવાડરે. ૫૦

દામાવંતી કહે છે કે મારા વહાલા અને લાડકા પુત્ર એવો તેં શો અપરાધ કરયો છે. જે તારે કાળો પોશાક પહેરીને કાળે ઘોડે બેશી વન જવા નીકળ્યો છું ? અરે પુત્ર, તુ મને પેહેલું કહે કે

મારાથી બને તે ઉપાયો કરૂં. હું મુળથી અણુમાનીતી છું પણ તારો જન્મ થયા પછી હું કશાય દુખને સંભારી દુખ નથી કરતી, પણ જે તું મને મુકી વનમાં જાય તો તારા વિયોગથી મારે શી રીતે દીવસ કાઢવા. અરેરે આ જગતના લોક મને તરેહવાર બોલશે તેથી તારો મામો સાલોસુલો મને ઠપકો દેશે. માટે જે હોય તે ખરૂં કહે. જો બીજા કોઇયે વીના અપરાધે તને કશી વાતે દુભ્યો હોય તો તારા મામાને બોલાવી તેનુ મુળ કાઢી નખાવુ માટે તને મારા સમ છે જે હોય તે સાચુ કહે, તે સાંભળી મહારાજ વિચાર કરે છે કે મારી માતાની મારી ઉપર ઘણી મમતા છે, માટે જો મારા પીતાનો વાક કાઢીશ તો તેને ઘણું ઓછું લાગી ઝુરણો લાગશે. જે જે માણસોના નશીબમાં સુખ દુખ લાભ અને ખોટ લખ્યા પ્રમાણે અવશ્યે ભોગવવાં પડે છે તેમા બીજા કોઇને દોષ ન દેવો એવો વિચાર કરીને પોતાની માયાળુ માતાજીને કહે છે.

દુહા—નથીરે તોળયા નથી કોડીયાર, મે તો નથી કરવો ભજવાડરે, પુત્ર કાજે ઘોડેને કાજે લુગડે, આવી પહોચી કરમની આડરે, આવી પહોચી કરમની આડરે આવી પહોચી કરમની આડરે, જોશીડા કરીતી જનમોતરીરે૦ તેમા લખ્યા હતા લેખરે તેમાં બારમે વરશે જરૂર વન ચાલશે૦ તેમા મીથ્યા નહી મીન મેખરે. તેમાં મીથ્યા નહી મીન મેખ, માટે વ્હાલી મ્હારી માવડીરે, મુને ઝટપટ આપજો શીખરે૦ મુને ક્ષણુ રહેવુ ગમતું નથી શેહરમાં હું તો દેખું હલાહલ વીખ૦ હું તો ૫૩

ગજરોમારૂજી કહે છે કે મે કોઇનો કશી વાતનો અપરાધ કર્યો

નથી, તેમ મારે કોઇ સાથે કશી વાતનુ વેર નથી પણ મારી જન્મો-
તરીમા એવુ લખ્યું છે કે બાર વરસ પુરા થયેથી તતકાળ વનવાસ
ભોગવવો પડશે માટે એ મુદત આજે પુરી થઇ છે. તેથી મારા ક-
મનસીબ યોગે આજે દીવસ ઉગ્યા પહેલા મારા મેહેલના ઓટલા
આગળ કાળો ઘોડો થાભલા સાથે બાંધીને તેની ઉપર વનવાસમા
પેહેરવાનો કાળો પોશાક તરવાર મુકેલા હતા તેની હુ ઉઠયા તેવાજ
વસ્ત્ર સુદ્ધા ઘોડો મારી નજરે પડયો તે પછી દાતણ કરી મોહો
ધોઇને આ પોશાક પહેરી આપની પાસે આ રજા માગવા આવ્યો છુ
તે જો આપ ઝટ રૂખસદ કરો તો હુ મારે રસ્તે પડુ જો લખીત
હશે તો પાછો આવી તમારી સેવા કરીશ ને કદાપી દૈવયોગે મારો
મેળાપ ન થાય તો તમે મારો જન્મ થયા પછીથી તે આજ સુધી
મારી ઉપર જે મમતા રાખી મને પાળીપોષી મોટો કરતા જે જે
કષ્ટ પડયું છે તે હું સમજુ ક્ષમા માગી બધુ મારા ધ્યાનમા છે માટે
મારી માતાજી માજી હું જીવુ ત્યાં સુધી આપનો અત્યંત ઉપકારી
સેવક છુ પણ આ વખત તમારાથી જુદો પડુ છુ માટે મારા સર્વ
અપરાધ ક્ષમા કરજો એમ કહી માતાને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યો
તે જોઈ દામાવતીની આંખોમાથી અશ્રુનો મેઘ છુટી પડયો કુવ-
રના મધુરા વચન સાભળીને મુરછા આવી તેની કેટલીકવારે શુદ્ધી
આવ્યા પછી પોતાના કુવરને રડતી રડતી કહે છે

દુહો—તમેરે ચાલ્યા માર ચાકરીએ હવે અમને કુનો આધા-
રરે હવે દુખની વાતો કોને કીજીયે મદારી કુખ તે કરશે વારરે
મારી૦ ૫૪

દામાવંતી કહે છે હે પુત્ર ! તારા આનંદ યુકત મુખને જોઇ

આનંદથી દીવસ કાડતી હતી, તે હવે તારા વીયોગથી શી રીતે દુખના દીવસ ગત કરૂં અરેરે ! હું કેવી અભાગણી જે મને પોતાના પતિનું જરાએ માન નહી તેનું મન વાળવા જગેશ્વર મહાદેવે તારા સરખો રત્ન તુલ્ય પુત્ર આપ્યો તેથી બીજા દુખ વીસારી મુક્યાં હતાં પણ હવે તું વનમા જાય તો હું શી રીતે દીવસ ગુજારૂં અને મહારા દુખની વાત કોને કહું એવી રીતે માતાનાં દીલગીરી ભરેલાં વચન સાંભળીને ગજરોમારૂજી દીલાસો આપી કહે છે.

દુહો—તમને સોપીરે સમરથ સાસરીરે, માતા સોપી મહીયરની વાટરે, માતા આંયા રોને તમે સુખથી, પીયર ગયે મટે ઉચાટરે, પીયર ગયે મટે ઉચાટરે પીયર૦ ૫૫

કુંવર કહે છે કે હે માતાજી અત્રે સાસરીમાં તમને પતીના માન વગર બીજાં બધાં સુખ છે, તેમ પીયરમા તમારો ભાઇ ધનવાન ઉદાર દયાળુ ને માયાળુ છે, માટે તમને કશી વાતનુ દુઃખ પડવા નહી દે એવુ સાંભળી માતા કહે છે.

દુહો—સાસરીયામા પતી રૂસણુ રે, મારા પીયરમા બોજાઇ લાઠરે, મારો પ્રાણુ આધાર તું ગાળીયો, મારા જીવતરમા ઉડી વાટરે, મારા જીવતરમા ઉડી વાટ૦ ૫૬

હે કુંવર તુ મને સાસરામા રહેવાનુ કહે છે તે ખરૂં, પણુ તારા બાપનુ હેત મહારા ઉપર કેવુ છે તે તુ સારી પેઠે જાણે છે. વળી તુ પીયરમા રહેવાનું કહે છે તે ઠીક છે. કેમકે મારો ભાઇ મારી ઉપર ઘણીજ માયા રાખે છે પણુ મારી બોજાઇનો સ્વભાવ આકરો તેથી તે કોઇ સમયે આકરા બોલ બોલે તો મારાથી વેઠાય

નહીં. વળી સાસરીયામા રહુ કે પીયેરમા જાઉ તો પણ તારી માયા એક ક્ષણવાર વીસરરો નહીં તારા વિયોગ દુખથી મને ભોજન ભાવશે નહી તેમ નીદ્રા પણ આવનાર નથી, માટે મારા દુ:ખ વી-રામ દીકરા તને મારી દ્રષ્ટીથી દુર જવા દેનાર નથી એમ કહીને અત્યંત રૂદન કરવા માડયુ તે જોઇ, કુંવરજી કહે છે કે હે પરમ દયાળુને માયાળુ માજી! તમારા ખરા અત કરણની માયા મારી ઉ-પર કેટલી છે ત હું સારી પેઠે જાણુ છું ને મારા વિયોગથી તમને જે દુ ખ થનાર તે પણ સારી પેઠે જાણુ છું માટે તમને મુકી દુર ન જાઉં પણ મારી જનમોતરીમા લેખ લખેલા છે કે બારમુ વરસ પુરૂ થતા જરૂર વનવાસ જવુ પડશે તે વાત તમારાથી અજાણી નથી, વળી મારા તીર્થરૂપ પીતાજીની પણ એવી મરજી જણાય છે કે મને વનમાં મોકલવો તે જો ન જાઉં તો મને અને તમને સુખે રહેવા દેશે નહી, તે સારૂ નાહારા જોશીયે કહયુ છે કે તમે વનવાસ નીકળી જ્યા જ્યાં જશો ત્યા ત્યા લાભ અને યશ મેળવી કુશળ કલ્યાણથી પાછા ઘેર આવશો, એવી રીતનો ગ્રહ યોગ છે માટે મારી કશી ચીતા ન કરવી જો તમો આના આપો તો હું પથે પડું એવી રીતે કુંવરના વચન સાભળીને માતા વીચાર કરે છે કે મારો પુત્ર બુદ્ધિનો સાગર છે પણ બાલ હઠ કરે છે તેથી તે હાલ મહારૂ વચન માનતો નથી, માટે જો આ હકીકતનો પત્ર લખી એક રબારીને હમણાંજ પવન વેગી સાંઢણી ઉપર બેસારીને મારા ભાઇ સાલાસુલા પાસે પત્ર લઇને મોકલું તો તેને ખબર થતાં તે હજાર કામ પડતાં મુકી આજે રાતની રાતમા મહારી પાસે આવીને પોતાના ભાણેજને શીખામણ પણ દઇ વનવાસ જતાં અટકાવશે. અથવાં તેમ નહી માને તો મ-

તારા ભાઇને કહીને આજે રાતમાજ એમા લગ્ન કરાવુ એટલે મા-થામા નાખ્યા જેવી રાતથી એવી રીતે પોતાના મનમા એવો વીચાર કરીને પોતાના લાડકવા કુવરને કહે છે,

દુહા—આજનો વાસો રહો મેહેલમાંય, તમને વાહાણમા કેવુ શાણપ, તમનો ના કહયા ઉપર નીસરે, તો હુ ઘોળીને પીઉ રાખ, તો હુ ઘોળીને પી.

હામાતની કહે કે હે પુત્ર મ્હારે જે જે તને કહેવાનું હતુ તે બધુએ તને કહ્યુ તો પણ તુ મ્હારી કશીયે વાત માનતો નથી તો પણ માહારાથી તારી માયા મુકાતી નથી માટે હે પુત્ર તુ પણ આજની રાત મારી પાસે રહી કાલે વહાણમા જજે. એટલુ વચન તો તારે જરૂર માનવુ જોઇએ એમ કરતા જો નહી માને તો આ હાથ ઝેર ઘોળીને પીશ તો તને મ્હારી હત્યા લાગશે એવી રીતે માતાની મમતા જોઇ કુંવરના મનમા બહુજ દયા આવી તેથી એક રાત રહેવાનુ વચન આપ્યુ એટલે કુંવરને કહે છે કે હે પુત્ર, ઉનુ પાણી તઇયાર છે માટે તુ નાહી લે એમ કહી પોતાના સેવકો પાસે નવા પ્રકારના સુવર્ણના બાજઠ ઉપર બેસાડી સારી રીતે ચોળીને નવરાવ્યો એટલે રસોડામાથી રસોઇઓ કહે છે કે હે બાઇ સા-હેબ રસોઇની સરવે સામગ્રી તૈયાર છે માટે કુવરજીને લઇ જમવા વહેલા પધારો, તે સાભળી માતાજી પીળુ પીતાબર પેરીને રસોડા આગળ સુવાસીક ચદનના પાટલા ઉપર બેઠા એટલામા માતા પણ નાઇ વસ્ત્ર બદલી કુવર પાસે આવી બેઠી, એટલે કુંવર કહે છે કે આવો મ્હારી માયાળુ માજી આપણે બે ભેળા બેસી ભોજન કરીયે,

તે સાભળી માતા પ્રસન્ન થઇને પુત્ર સાથે બેસી જમતા જમતાં કહે છે કે અરે લાડકડા, આજે તો તારો મારો સંજોગ છે માટે બધી ચીતા દુર છે માટે તારી સાથે ધરાઇને જમુ છુ તુ પણ જે જોઇયે તે પદાર્થ માગી સારી રીતે જમજે, વળી પરમેશ્વર એમ કરશે ત્યારે થઇશુ, એવુ સાભળી કુંવર કહે છે કે માજી આજનુ સર્વ ભોજન અતી ઉતમ છે તેવુ સ્વાદીષ્ટ પણ છે તે જમી પ્રસન્ન છું, એમ વાતો કરતા બેઉ જણ રૂચી પ્રમાણે જમી રહયા એટલે સેવકે પાનના બીડા એલચી લવીગ સોપારી કાથો ચુનો વગેરે નાખી બનાવીને તરત આપ્યા તે બેઉ જણાયે ખાધા પછી બીજા સેવકોને જમવાની આગ્ના આપીને પોતે પોતાના સુવાના ઓરડામા આવીને એક કોચ ઉપર પુત્રને સામો બેસાડી પોતે બેઠી એટલે કુવર કહે છે કે માતાજી મારે વન જવાને કાજો ઘોડો તથા કાળો પોશાક ગુપ્ત ઠેકાણે મુકાવજો કેમકે હુ તમારી પાસે આજનો દીવસ અને આજની રાત્રી રહેવા કબુલ થયો છે એ વાત કોઇ જાણે નહી તેમ થવુ જોઇએ, તે સાભળી માતાએ સરવ બદોબસ્ત કર્યો, પછી પરસ્પર વાતો કરતા રાત્રી પડી એટલે પાછા રૂચી પ્રમાણે વાળુ કરી પાછા શયન ઘરમા જઈ મા દીકરો વાતો કરે છે એટલે એક પોહોર રાત ગઇ ત્યારે કુંવરને નીંદ્રા આવી તેથી તે પોતાના પલગ ઉપર સુઇ ગયો તે થોડીકવારે ભરનીદ્રાવશ થયો, એટલે દામાવતીએ વીચાર કર્યો કે હવે બેસી રહે કાઇ સીધી નથી માટે મારે જે જે ઉપાય કરવાના તે કુવર ઉઠયા પહેલા કરી લઉ. એવો નીશ્ચય કરીને મધ્ય રાત્રી થઇ એટલે સરવે લોક નીંદરાવશ થયા ત્યારે દામાવંતી ઓરડો બધ કરી પોતે એકલી કડીયા રબારી પાસે જવાને નીકળી તે

તરત રબારીને ઘેર પોહોચી પણ તેના બારણા બંધ હતાં તેથી પોતે રૂડીયાને હાક મારી તો પણ કોઈએ ઉતર ન આપ્યો એટલે વળી દામાવતી કહે છે.

દોહા—રૂડીયા રબારી વીરા વીનવુરે હું તો તુજથી નાનેરી લાગુ બેનરે, હું તો० કામની છે મહારે આપટી, માટે આવી છુ આજમ રેનરે, માટે આવી છું માઝમરેન० ૪૮ ઝટપટ ઉઠી તુ તો જાગજેરે કાંઇ લાવી મારા પર મેહેરરે, કાંઇ० મોહોના માગ્યા મુલ આપીયે, તુતો જાય જો અમનગર શેહેરરે, તુતો० ૫૯ કુંવર વીદેશે મહારો જાય છેરે કાંઇ જોબન બાજે વેશરે કાંઇ० સાલામુલાને જઈ એમ કહે જે, તારો ભાણેજ જાય પરદેશરે તાર० ૬૦

એ રીતે દામાવતી રૂડીયાના બારણા આગળ ઉભી રહીને પોકાર કરે છે પણ રૂડીયો ખાટલે તળાઇ નાખીને ભર ઉંઘમાં સુઇ રહેલો છે, ને તની સ્ત્રી જાગતી બેશીને પોતાના ધણીના પગ ચાપ્યા કરે છે તેણે અવાજ સાભળી વીચાર કર્યો કે અત્યારે મધ્ય રાત્રી થઇ છે તે વખતે ઘણા જરૂરના કામ વગર કોઇ આટલી બુમો પાડે નહી માટે તેને હુજ ઉતર આપું નહી તો મારો ધણી ભરઉંઘમાથી જાગી ઉઠશે એવો વીચાર કરીને રૂડીયાની વહુ બારણે આવી ને દામાવતીને પુછે છે

દુહો—ટાઢાડી રાતરે તુતો ટળવળેરે, કાંઇ શોર તારો બધ રાખરે; કાંઇ० રબારી સુતો છે એને શાસરે. તેની ડાબી કુખે છે આંધરે; તેથી० ૬૧

એ રીતે રૂડીયાની વહુએ કહયુ કે હે બાઇ તમે અડધી રાતના શીદ પોગાર કરો છો ? રબારી ઘરમાં નથી એતો એમને સાસરે ગયા છે, ત્યાં તેમની આંખ દુખે છે તેથી તે હાલ તમને મળનાર નથી. માટે ખાલી શીદ હાકો મારો છો ? એવા રબારણના બોલ સાંભળીને દામાવંતી વીચાર કરે છે કે દુખીયાને ઉંઘમાથી ન જગાડવો એટલા માટે રબારણ જુઠું બોલે છે કેમકે રબારી એને સાસરે ગયો છે ને ત્યાં તેની ડાબી આંખ દુખે છે એ .વાતની કેમ ખબર પડી માટે તેના બોલવા ઉપરથી પરીક્ષા થાય છે કે તે ખરૂ બોલતી નથી ને મારે તો ઘણીજ ઉતાવળ છે તેથી એને કાઇ લાંચ આપુ તો મારૂ કામ વેહેલુ થાય એવો નિશ્ચય કરી ફરી દામાવતી કહે છે બાઇ સાંભળ.

દુહો—રબારીને દઉ મ્હોરો રોકડીરે, તને આપુ આ સોનાનો હારરે; તને૦ માટે ઝટ જગાડ તારા નાથને, મ્હારે કામ પડયુ દરબારરે; મારે કામ પડયું દરબાર. ૬૨

દામાવતીયે કહ્યું કે હું તારા ધણીને મેહેનતના બદલામાં સોનાની મહોરો રોકડી આપીશ. અને આ સોનાનો હાર પાચશે રૂપીયાનો છે તે તને આપુ એમ કહી રબારણને હાર આપ્યો તે જોઇને તે બહુજ રાજી થઇ એટલે તરત પોતાના ધણીને જગાડીને કહે છે કે દરબારમાંથી એક બાઇ આવી છે તે કહે છે જે મારે આ વખત રૂડીયા સાથે ઘણું તાકીદનું કામ છે તે સાંભળી રૂડીયો બહુજ બીહીને વીચાર કરે છે જે મેં કોઇનો કશી વાતનો ગુન્હો કર્યો નથી પણ કદાપી મારા ચાકરનો કંઇ વાંક આવ્યો હોય તો પુછી જોઉ

એવો વીચાર કરી પોતાના ચાકરને પુછે છે કે આજે ગાયો ભેસો ક્યાં ચારી હતી? જે દરબારમાંથી એ બાઈ આ વખત આવી છે માટે જે હોય તે સાચું કહે જો ગાયો ભેસો કોઇના ખેતરમાં પેસી અનાજ વગેરેનો બગાડ કરયો હશે તો ગજા દંડી નાંખશે. એવું સાભળી ચાકર કહે છે.

દુહો—ઉગમણી ગાયો ભંઓ ચારીયોરે. મેંતો આથમણી ચારી સાઢરે, મેતો કોઇના ખેતર નથી ભેળવ્યા૦ નથી કોઇનો ભં-જવાડરે. ૬૫

એ રીતે ચાકર કહે છે કે, મેં કોઇના ખેતરમાં અથવા બીજે ઠેકાણે કશી વાતનો કાઇ પણ ભજવાડ કરયો નથી. માટે તે વીશેની ફીકર કરશો નહી. કદાપી બીજા કાઇ કામ સારૂ દરબારનું તેડું આવ્યું હોય તો તમે બારણે જઇને પુછી જુઓ એટલે જે તે બધીએ ખબર પડશે, એવી રીતે ચાકરની વાત સાંભળીને રૂડીયો તરત બહાર આવીને જુવે છે તો ગજરામારૂની મા દમાવતી વાટ જોઇને ઉભી છે, તેને દીવો લાવી મોઢું જોઇ તરત ઓળખીને પુછે છે કે બાઇ સાહેબ તમે આપો આપ અડધી રાતે શા કારણ માટે આવ્યા છો? અરે બાઇ તમે ચાકરને મોકલ્યા હોત તોપણ તરત આવત તે સાભળી દામાવતી કહે છે કે હે ભાઇ, આ વખત તારૂ જરૂરનું તેમજ બહુ તાકીદનુ કામ છે માટે હું પોતે આવી છુ. તે સાંભળી રૂડીયો કહે છે કે જે કામ હોય તે તરત કહો. એવુ સાંભળી દામાવતી કહે છે કે હે ભાઇ! સહવારે મારો પુત્ર ગજરોમારૂજી કાળો પોશાક પેહેરીને કાળા ઘોડા ઉપર બેશીને વનવાસ જવાને તૈયાર થયો હતો તે મારી રજા લેવા આવ્યો એટલે તેને ઘણી રીતે સમજાવ્યો

કે તુ વનવાસ ન જા પણ તે મારૂ માનતો નથી માટે જેમ-
તેમ સમજાવી આજની રાત રાખ્યો છે, માટે તુ તારી પવનવેગી
સાંઢ ઉપર બેશીને અમારો સરવ હકીકતનો કાગળ લઇ પવનવેગે
અમનગર જઇને મારા ભાઇ સાલાસુલાને આ પત્ર આપી તરત
તઇયાર કરી પોહોર રાત રહે તે પેહેલાં જો તેડી લાવે તો તે
ગજરામારૂને સમજાવી વન જતાં અટકાવે તો બહુ સારૂ થાય. ભાઇ
જો આ વખત તુ મારૂ આટલુ કામ કહ્યા પ્રમાણે કરી આવીશ તો
તારો ગુણ હુ અને મારો ભાઇ જીવતા સુધી ભુલનાર નથી માટે
તુ હમણાં વેહેલો જા ને અમનગરથી મારા ભાઇને તરત તેડીને એક
પોહોર રાત રહે તે પેહેલાં અહી આવી મને વધામણી આપજે કે
હુ કામ ફતેહ કરી આવ્યો છું મને ઘણી વાટ જોવડાવીશ નહી
એવી રીતે દામાવંતીની બહુ તાકીદ જોઇને રૂડીયો પોતાની સાંઢની
વખાણ કરી કહે છે

દોહા—ત્રણસેને સાઠ મ્હારે સાંઢણીરે, તેમાં ગંગા જમનાની
જોડરે, એમાં કાંઇ નથી ખાપણ ખોડરે० એમા० ૬૬ અખંડ દીપક
ઘીના જળહળેરે, તેને ધુપ અગરના થાયરે; તેને० એનો ચારો ચર
નાગર વેલનો, તે તો પલકે જોજન એક જાયરે० તે તો. ૬૭ માટે
વેગે હુ જાઉછુરે બેની મનમા તે રાખજો ધીરરે, બેની; અમનગર
પોહોચું પલકમા० તેડી લાવુ તમારો વીરરે તેડી० ૬૭

રૂડીયો કહે છે કે હે બાઇ ! મહારે ત્રણસેને સાઠ સાંઢો છે
તેમાં ગંગા જમનાની જોડ છે તે બે દેવાંશી છે માટે તેની પાસે
બે બાજુએ બે અખંડ ઘીના દીવા બળે છે અને અગર ચંદન વગેરે
સુગંધી પદારથનો ધુપ થાય છે તેવીજ તે ગુણવાન છે તેનું ખાંરૂ

પ્રારબ્ધ આજે તમારા જોવામાં આવશે. બાઇ સાહેબ અત્યારે તમારા કહ્યા પ્રમાણે વેહેલું કામ કરી આવીશ તેનો પક્કો ભરુસો રાખજો, એવી રીતે રૂડીયાનાં હીમ્મત ભરેલાં વચન સાંભળીને દામાવંતી કહે છે.

દોહા—રસ્તે જાજે તુતો જાળવીરે, વીરા અંધારી રાતનુ કામરે; વીરા૦ ખરો વાલેસરી તુંતો માહરો, મારે બાકી જવા કેરી હામરે; મારે બાકી જવા કેરી હામ. ૬૯ ગુણ નહીં ભુલુ વીરા તાહરોરે. મારા ભાઇને વેગલો તેડી લાવ્યરે; મારા૦ સવા લાખ રૂપીઆ આપી રોકડા, ઝટ કામ કરી ઘેર આવ્યરે ઝટ કામ કરી ઘેર આવ્યા. ૭૦

દામાવતી કહે છે કે હે ભાઇ તારા હીમ્મત ભરેલા શબ્દ સાંભળી હવે મારી પુરી ખાત્રી થાય છે, તારા બોલવાનો બધો અરથ હુ સમજી માટે હવે બીજી કશી વાત કરી એક પલવાર ખોટી થઇશ નહી, એવી તાકીદની વાત સાભળી રૂડીયો રબારી કહે છે કે બાઇ સાહેબ હવે સાંઢ ઉપર પલાણ નાખી તરત રવાને થાઉં છુ તે નજરે જોઇ આપ આપને ઘેર પધારો એમ કહી સાંઢ ઉપર સાજ નાંખે છે

દુહા—સાંઢની કોટેરે સોના સાંકળીરે. એની પાસે મોતીના હારરે, એની૦ પગમા પહેરાવ્યા રૂડાં ઝાંઝરા. તેનો થાએ ઝણઝણ ઝણકારરે, તેનો૦ ૭૧ સોના રૂપાનો એનો કાઠલોરે. રૂડુ રત્ને જડીત્ર પલાણુરે, રૂડું૦ હીરે જડીત્ર એની મોરડીરે૦ જાણે આકાશે ઝળકે છે ભાણુરે જાણે. ૭૨ કસબી મડલ શીરપર ધરયુરે, પછે રૂડીયો થયો અસવારરે; પછે૦ રજા માગી રાંણીની ઝટ ચાલીયો, તેની ઉતાવળનો નહી પારરે. તેની૦ ૭૩

એવી રીતે રૂડીએ પોતાની સાંઢ ઉપર પલાણુ નાખીને પોતે ઉત્તમ પ્રકારનો પોશાક પહેરી ઢાલ તલવાર ને બંદુક હાથે લઇ હાથમાં ચાબક લઇ સાંઢની ફરતી પાચ પ્રદક્ષણા ફરી તેને સલામ કરીને દામાવંતીની રજા લઇને તરત અસવારી કરી પવન વેગે પરમેશ્વરનું નામ દઇને ચાલ્યો તે જોતા જોતા એકેક કોશ પોહોંચ્યો એટલે દામાવંતીને પરીપુરણ ખાત્રી થઇ કે રૂડીયો કહયા પ્રમાણે આવશે. એવો નિસ્ચય કરીને દામાવંતી પોતાના મેહેલમાં કોઇ ન જાણે તેમ પાછલે બારણે થઇ આવી સુવાના ઓરડામાં ગજરામારૂની પાસે આવીને જોયુ તો ભરઉંધમાં સુતેલો છે તેના આનંદી મોહ સાંમુ જોઈ પોતે મહાદેવજીનુ સ્મરણ કરી કહે છે કે હે ભોળા શંભુ તમે મને કૃપા કરી આવો રત્ન જેવો પુત્ર આપ્યો તે સદા સંજોગે રેહેવો જોઇએ તેનો વિજોગ થવા દેશો ! અરે મહારાજ એમ થવા દેશો નહી. કદાપી મહારૂ ધારયુ ન થાય તો એની જયા જાય ત્યાં રક્ષા કરજો એ તમારી પ્રસાદીનો પુત્ર છે, એવી રીતે મહાદેવની સ્તુતિ કરી પુત્રના ખુશનુમાં ચેહેરા સામુ જોયા કરે છે, દામાવંતીની રજા લઈ રૂઢીયો પવનવેગે સાંઢને ચલાવી છે, તે ચાલતા ચાલતાં અમનગર બે કોશ રહ્યું એટલે એક સુંદર રૂપવતી સ્રી જોઇ તે પણ સમસમાટ કરતી ઉતાવળી ચાલી જાય છે, તેને જોઈ રૂડીયો પુછે છે કે હે બાઇ તુ જાતે કોણ છે. અને આ અંધારી રાતે કયા ચાલી જાય છે, તે ઇશ્વર આજ્ઞાથી સાચ્ચુ કહે. તે સાભળી તે સ્રા કહે છે કે હે ભાઈ હુ પોતે સ્રીને વેશે રાત છુ તે થોડીવારે મારો અમલ પુરો થશે એટલે અમનગરમાં જઇ વાણું કરીશ. એવી રીતે રાતના વચન સાંભળી રૂડી-

યાએ વીચાર કર્યો કે આ રાત વેગથી જઈ વહાલું કરશે તો મહારૂં અને દામાવંતીનું ધારયુ થશે નહિ, માટે પ્રપંચ રચીને એને મારે કબજે કરી લઉં તો ધારેલુ કામ પાર પડે એવો નિશ્ચય કરી રાતની સાથે મીઠી મીઠી વાતો કરી માયા લગાડીને પોતાના હાથમાથી જાણીને ચાબક નીચે નાખી દઈને રાતને કહે છે કે મારી મારી ચાબક પડી ગઈ છે તે લઈ મારા હાથમા આપો ત્યારે રાત કહે છે કે નારે ભાઈ, મારાથી નહેવાય તેવુ નથી, માટે તું તારે હાથે લે ત્યારે રબારી કહે છે કે હે મારી ! મારે સાઢ બેસારી ખોટી થવુ પડશે માટે મહેરબાની કરી ચાબક આપશો તો તમારો પાડ માનીશ, એવુ સાભળી રાતને દયા આવી તેથી ચાબક લઇ રબારીને કહે છે લે ભાઇ, એમ કહી હાથ ઉંચો કર્યો એટલે રૂડીયાએ તેનુ હાથ મજબુત પકડી સાંઢ ઉપર ખેચી લઇ કબજે કરી ચાલતો થયો ને વિચારે છે જે આ પણ ઠીક તાલ આવી પહોચ્યો પણ શેહેરના દરવાજા બંધ જોઈ દરવાનને હાંક મારી કહે છે.

દુહો—દરવાન વીરા તને વીનવુરે, મારે જવુ છે રાજાની પાસરે; મારે૦ માટે ઝટ જવાદે મુજને પછે દરવાજો વાસરે, પછે દરવાજો તારો વાસ

રૂડીયો કહે છે કે હે દરવાન વીરા તુ ઝટ દરવાજો ઉઘાડી મને જવા દે કેમકે રાજાની પાસે મારે બહુ તાકીદનુ કામ છે માટે જરા પણ વાર ન લગાડતાં દરવાજો ઉઘાડ, નીકર તુ રાજાના ઠપકામા આવીશ. એવાં વચન સાંભળી દરવાન કહે છે ભાઇ સાભળ

દુહો—બંધ દરવાજો કેમ ઉઘડેરે, કાંઈ કુંચીઓ પડી દરબા-

રરે; કાંઇ૦ રાત રહોને અત્યારે બારણે, સુતા ઉઠીને આવો સવારરે સુતા ઉઠીને આવો સવારરે. ૭૫

દરવાન કહે હે ભાઇ રાત્રીએ દરવાજો ઉઘાડવાને રાજા સાહેબનો હુકમ નથી કેમકે રાતે દરવાજા બંધ કરી કુચીઓ દરબારમાં લઇ જાય છે, માટે અત્યારે ગામ બહાર ધરમશાળામા જઇ સુઇ રહો. સવાર થાય એટલે દરવાજા ઉઘડશે તે વેળા આવજો તે સાંભળી રૂડીયો વિચાર કરે છે કે હું મનની ધારણા પ્રમાણે વેહેલો આવી પોહોચ્યો તો દરવાજો બધ છે ને મારે તો રાણીના કહયા પ્રમાણે કામ કરી અમનગર જવુ જોઇએ. પણ એટલી વાત સારી બની છે કે રાત મારા કબજામા છે તો પણ ફરી નમ્રતાથી વિનવીને કહુ તેની જો દયા આવે ને દરવાજો ઉઘાડે તો મારૂ કામ કરી પથે પડું. એમ ધારી બીજી વાર દરવાનને કહે છે કે હે દયાવંત દરવાન સાંભળ.

દુહા—લગી લગી લાગુ તારે પાવલેરે જઈ દરબારને જગાડરે જઇ૦ પેહેલો વેહેલો લાવ્ય તુનો કુચીઓ પછી દરવાજો ઝટ ઉઘાડરે; પછી. ૭૬

રબારી કહે છે કે હે દરવાન આ વખત મહારે એવુ જરૂરનું કામ છે તેથી હુ લગી લગીને તારે પગે લગી લગીને તારે લાગી અની નમરતાથી વિનતી કરૂં છું જે તુ હમણા જઇ દરબારને જગાડીને કુંચીઓ માગી લાવીને દરવાજો ઉઘાડ તો તારો મોટો પાડ માનીશ, તે સાંભળી દરવાન કહે છે કે હે ભાઇ તારા અની નરમાસ ભરેલા બોલ સાભળી મને તારી બહુ દયા આવે છે તેમજ તારો બોલ વાળી શકતો નથી માટે શરમ પણ આવે છે, એમાં

કોઈ શક નથી, પણ ભાઇ રાજાનો હુકમ કેમ તોડાય, કદાપી રાજા પોતે બહારગામ હોયને દરવાજો બંધ થયા પછી આવે તો પણ દરવાજો ઉઘાડવાનો હુકમ નથી એ સાચું માની મારી ઉપર વગર સમજે રીસ કરીશ નહિ હું નીરઅપરાધી હુકમને તાબે છુ એવી રીતે દરવાનના વચન સાંભળી રબારી છેક નીરાશ થઇને પોતાની સાંઢને કહે છે કે અરે મારી વાહાલી તેં ઘણીવાર મારા કામ પાર પાડ્યા છે તેથી આજે પણ તારે ભરૂસે આવ્યો છુ તેથી તું મને નિરાશ કરીશ નહી હો ?

દુહો—ચતુર વાહાલી તુતો સાંઢણીરે. મને પુરણ તારો વિશ્વાસ છે, મનોરથ પુરા કરી ન સકુ ખાલી જશે, હામ મળવાની નથી પછે આશા, હામ મલવાની શી આશ. ૭૭

ફરીથી પોતાની સાંઢને કહે છે કે હે વહાલી તારા રૂપ ગુણને ચતુરાઇના મને પરીપુરણ વિશ્વાસ છે કેમકે તે ઘણી વખત મારા મનમા ધાર્યા કામ પાર પાડી મને બહુ લાભ આપ્યો છે માટે આ અમરા કામની વખત તુ મન વિશ્વાસઘાત કરીશ નહી; જો આ વખત ધાર્યું કામ પાર પાડતા વાર લાગશે તો તારી ને મારી બેની આબરૂ જશે ને ફરીથી કોઇ ભરૂશો કરશે નહી માટે આ કોટ કુદી અંદર દાખલ થયા વગર બીજો એકે ઉપાય નથી પણ એમ કરતા એક બીજી મોટી હરકત નડે તેવુ છે કેમકે ગઢની પાસે અંદરની બાજુએ મ્હોટી ઉંડી ખાઇ છે તેથી કુદતા જો તેમાં પડીયે તો તારોને મારો જીવ જાય તેથી દામાવતી નિરાશ થાય ને આ જગતના લોક હાંસી કરે માટે મારી વહાલી આ વખત તારીને મારી પરમેશ્વર લાજ રાખે તો બહુ સારૂ થાય એમ કહેતાં રબારીની

આંખોમાંથી ચોધાર આંસુ સાંઢની પીઠ ઉપર પડતાં સાંઢે જાણ્યુ જે મારો પાલણ કરતા મને પોતાના પેટના પુત્ર કરતા અધિક લાડ લડાવે છે, તેને હુ શી રીતે હીમત આપુ ? કેમકે મારાથી કાંઇ માણુસની જેમ બોલી શકાતુ નથી એમ વિચાર કરી સાંઢણી પોતાના મનમા પરમેશ્વરનુ સ્મરણ કરે છે ચઉદ લોકના નાથ, તારા હજાર નામ છે પણ તે પ્રત્યેક નામના અસખ્ય ગુણો પ્રાણી માત્રને સ્તુતી કરવા યોગ્ય છે, તારા ગુણના વરણન હજાર મુખથી શેષનાગ ન કરી શકે તો બીજા પ્રાણી કોણ ગણત્રીમાં ? હે દિનદયાળ આ વખત મારી પશુ જાતીથી જો બોલી શકાતુ હોત તો હુ રૂડીવાને હિંમત આપત માટે મહારાજ આ વખત તેને ખુલાસા બધ ઉતર આપુ એટલી વારે મને મનુષ્યની વાચા આપે તો બહુ સારૂ એવા દીનવાણી સાભળના ઇશ્વરે સાઢને મનુષ્ય વાચા આપી એટલે કહે છે

દુહા—મુજ છતાં શીદ શોચના કરેરે, તુ તો આવડો દુઃખી કેમ થાયરે તુ તો કહેતો ઉડી જાઉ આકાશમા, તને આચ ન આવે કાયરે, તને૦ ૭૮ તાણીને તગ બીક જોરથીરે, કાઇ ઢીલી તે મહેલજે દોરરે કાંઈ એક ખેતરવા પાછી ફેરવી મને હેઠાવજે કરી જોરરે, મુને ૭૯ કોટના પાકુ કહેતો કાકરારે, ટેકી અહીંથી તલપીને તો ઉઝણ વેગે જઈ પડુ શેહેરની માહીરે. વેગે. ૮૦

સાઢ કહે છે કે તેં મને બહુ લાડ લડાવી સુખ આપ્યુ છે તેથી પરમેશ્વરની કૃપાથી આજ તને નિરાશ નહિ કરૂં તું કહે તો પખીની જેમ આકાશમાં ઉડી જ્યાં તું એક ખેતરવા મને પાછી હઠાડી મારો તંગ તાણીને દોર ઢીલી મુકીને જોરમાં દોડાવી

ગઢ નજીક આવતાં ઠેકાવજે એટલે ગઢ અને ખાઇ એક પલકમાં કુદી જઇશ તો પણ તારા પેટમાં હુ પાણી નહી હલવા દઉં માટે એ વિશે તું જરાયે ચીન્તા કરીશ નહિ. એવી રીતે સાભળીને રૂડીયાએ કહયા પ્રમાણે ઠેકડો મરાવ્યો તે વેળા સાંઢ પક્ષીની જેમ ઉડી તે ગઢ અને ખાઇ બેઉ ઠેકીને નીચે ઉતરીને તરત સાલાસુલાની પોળ આગળ ઉભી રહી એટલે રૂડીયો પોળીયાને હાંક મારીને કહે છે.

દુહા—પોળીયા મારારે તું તો બધવાર, કઇ સાલાસુલાને જગાડરે, કાઇ૦ કામ ઓપટીનુ મારે છે ઘણુ, માટે ઝટ દરવાજો ઉઘાડરે; જેો૦ ૮૫

એવી રીતે રબારીનો અવાજ સાભળીને પોળીયાયે તરત પોળનો દરવાજો ઉઘાડયો એટલે સાલાસુલાના મેહેલમા જઇને તેણે તેને જગાડીને કહે છે.

દુહા—સાલારે સુલા તમને વિનવુરે કાઇ લળી લળી લાગુ પાયન કાઇ, માડવઘડથી વેગે કામે આવીયો, મુને વાર ઘણેરી થાયરે. મુને૦ ૮૨ માટે વેહેલા તમે ઉઠોરે; કંઈ તત્પર થાઓ નરેશરે. કાઇ૦ રાણી દામાવંતીના કુવરને, એનો પિતા કાઢે પરદેશરે, એનો ૮૩ માટે રાણીયે મુને મોકલ્યોરે, તમ ભાણેજ જાય પરદેશરે; તેથી વેહેલા પધારીને રોકીયો કુવર છે અતી બાજે વેશરે; કુવર છે અતી બાજે વેશ૦ ૮૪

એવી રીતે રૂડીયાના બહુ તાકીદના વચન સાભળીને સાલાસુલો સારી રીતે હુશીયાર થઇને રૂડીયાને સરવે હકીકત પુછી ત્યારે દામાવંતીએ એને જે બીના કહી હતી તે સરવે વિગત સુધા સંભળાવી કહે છે કે તમારા ભાણેજ ગજરામારૂજીને એના

બાપે દેશવટો દીધો છે તેથી તે કાળા વસ્ત્ર પહેરીને કાળા ઘોડા ઉપર બેશી વનવાસ જવાને પોતાની માતાજીની રજા લેવા આવ્યો હતો તે વાત જાણીને દામાવતીએ ઘણી રીતથી સમજાવી કહ્યુ કે હે પુત્ર તું મને શોક સાગરમાં નાખી વનવાસ જઇશ નહિ એમ કહ્યું પણ તે માનતો નથી, માટે છેવટ કાલાવાલા કરી આજની રાત રાખ્યો છે સવારે તો તે જરૂર વનમા જવાનો માટે દામાવંતીએ અરધી રાતે મારે ઘેર આવી મને હુકમ કરીને તાકીદથી મોકલ્યો છે કે અત્યારેજ મારા ભાઇને તરત તેડી લાવ્ય માટે બીજી વાત કહેવી જવા દઇ તમે વહેલા તઇયાર થાઓ તો આપણે વહેલા જઇ પોહોચીએ એવી રીતે રૂડીયાના વચન સાભળી સાલોસુલો પોશાક પહેરીને હથીઆર બાધી રૂડીઆની સાથે સાઢ ઉપર બેસીને દરવાજા ઉઘડાવી પથે ચાલ્યા તે જોતા જતા પવનવેગ માડવગઢ પહોચીને દામાવતીને મોહોલે જઇ વધામણી આપી કે બાઇ સાહેબ તમારા કહ્યા પ્રમાણે તમારા ભાઇને તેડી આવ્યો છું તે સાભળી દામાવતીયે પોતાના ભાઇનુ મ્હો જોતાં રૂડીયાને કબુલાત પ્રમાણે પોશાક તથા ધન આપી રાજી કર્યો એટલે તે રજા લઇ પોતાને ઘેર ગયા તે વળા દામાવતીએ બહુ સાબાશી આપી તે પછી પોતાના ભાઇને સરવ કુટુંબ કબીલાના સુખ સમાચાર પુછયા પછી પોતાના પુત્રના સરવ સમાચાર કહ્યા કે હે બાઇ તારો ભાણેજ મને શોક સાગરમા નાખી વનમા જવાને તૈયાર થયો છે તેને નાના પ્રકારથી સમજાવ્યો પણ રહેવાની ના કહે છે માટે અત્યારે રૂડીયાને તારી પાસે મોકલીને તને તેડાવ્યો તે સવાર થતાં પહેલાં અગત્યનો ઉપાય કરી રોકી રાખવો જોઇએ તેનો એક ઉપાય મને હાલ સાભર્યો છે, તે જો તારી ન-

જરમા આવે તો તે ફરી રોકી રાખીએ. ભાઇ કહે છે કે બેન સુ-
બેથી કહે તે સાંભળી દામાવતી કહે છે કે કમલાવતી નગરીના
રાજા ગુલાબસિંહની પુત્રી ચંપાદેની સાથે આ તારા ભાણેજનું વે-
વિશાળ કર્યું છે તે કન્યા બહુ રૂપગુણની ભરેલી મહા ચતુર તેમજ
માયાળુ છે પણ હજુ કુવરીના લગ્ન કર્યા નથી તુ એને ગમેતેમ
સમજાવીને અત્યારેજ જઇને તેના સાસુ સસરાને સમજાવી ઘડીયાં
લગન લઇ પરણાવી દે તો તેની સ્રીના રૂપ ગુણથી મોહ પામી
રહેશે અથવા તેની સ્રી ગમે તેમ સમજાવી રાખશે માટે એ કામ
લાગ કરવાની જરૂર છે તે સાંભળી સાલોસુલો કહે છે કે બેન
તુ કહે છે તે મારા ધ્યાનમા આવ્યું પણ જો હાલ રૂડીયો હિમત કરી
સાથે આવે તોજ એ કામ બની શકે તે સાભળી દામાવંતાયે પો-
તાની હુશીયાર દાસીને બોલાવીને કહ્યું કે હે દાસી તું રૂડીયાને
ઘેર જઇને તરત મારી પાસે તેડી લાવ તે સાભળતાં દાસી જઇને
તરત તેડી લાવી એટલે રૂડીયાએ દામાવતીને તથા સાલાસુલાને સ-
લામ કરીને પુછ્યુ કે હુ હમણાજ તમારી પાસેથી ઘેર ગયો એટ-
લામાં પાછો બોલાવ્યો તે શુ કામ છે? જે કામ હોય તે સુખેથી
કહો તે સાભળી સાલોસુલો કહે છે કે આજે સવાર થતાં પહેલાં
કમળાવતી નગરી જઇને ગુલાબસિંગ રાજાની પુત્રી ચંપાદે સાથે
ગજરામારૂને પરણાવીને પાછો ઘેર લાવવો છે તે ભારે કામ
તારી હિમત હોય તોજ થાય એવુ સાભળી રૂડીયાએ ઉત્તર
આપ્યો કે મહારાજ મારા ઘટમા પ્રાણ છે ત્યાં સુધી તમે જે
હુકમ ફરમાવશો તે કરવાને હું હાજર છુ એવુ સાભળી દામા-
વતીને સાલોસુલો બેઉ રાજી થયા પછી ગજરામારૂને ધીરેથી
હાક મારી જગાડીને હુશીઆર કર્યો એટલે મારૂજી પુછે છે કે મામા

સાહેબ આ વખતે આ વખતેતમે ક્યાંથી પધાર્યાં? ત્યારે મામો કહે છે ભાણેજ? મોશાળમાં તારી મામી તથા બેન ભાઇઓ તથા તારા મોટી મા વગેરે બહુ સંભારે છે, કેમકે તુ ઘણા દીવસથી મોસાળ આવ્યો નથી, માટે તને તેડવા આવ્યો છું તે સાભળી મારૂજી કહે છે કે મામા એ વાતની ક્ષમા કરો કેમ-કે સવારના પોહોરમાં વનવાસ જવુ છે. તેથી કોટી ઉપાય કરેથી પણ રહેનાર નથી ત્યારે મામો કહે છે કે વારૂ જેમ તુ કહીશ તેમ કરીશ પણ હાલ તુ મારી સાથે મોસાળ આવીને સરવેને મળીને પછી જવું હોય તો જજે એમ કહી તે વાત કબુલ કરાવી ત્રણે જણ સાંઢ ઉપર બેઠા એટલે રૂડીયાએ પવનવેગે ચલાવીને કમળાવતી ધાર્યા પ્રમાણે આવી પહોંચ્યો એટલે તરત ગુલાબસીગને મહેલે ગયા. ત્યાં સેવકને કહ્યું કે તારા રાજાને હમણાં જગાડ કેમકે મારે જરૂરનુ કામ છે તે સાભળી સેવકે ગુલાબસીગને હાક મારી કહ્યું કે મહારાજ આપને મલવા કોઇ ત્રણ માણસો આવ્યા છે તે સાભળી તેઓને બોલીને એક મઢેલા કોચ ઉપર બેસારી કુશળ વર્તમાન પુછીને રાત્રીએ આવવાનુ કારણ પુછ્યુ ત્યારે રાસો-સુલો કહે છે કે આ તમારા જમાઇને એના બાપે દેશવટો દીધો છે તેથી આજ સવાર થતા તે જરૂર વનવાસ જવા તૈયાર થયો છે. માટે અત્યારે તમારી પુત્રીને ઘડીયા લગ્ન લેઇ પરણાવવી જોઇએ તે સાભળી ગુલાબસીગ બહુ શોકાતુર થયો એટલે મારૂનો મામો કહે છે કે મહારાજ આ વખત વધારે વિચાર કરી ખોટી થવાનો નથી, માટે ઝટ કામ કરી લ્યો તે સાંભળી ગુલાબસિંગ પોતાની રાણી પાસે જઇ તેને જગાડીને કહે છે કે આ વખત

આપણા મહેલમાં આવ્યો છે તે કહે છે કે હમણાને હમણાં તમારી દીકરીને પરણાવો તેનુ સર્વ કારણ કહ્યું ત્યારે ત્યા રાણી પણ બહુ ચિંતાતુર થઇ પોતાના પતીને કહે છે કે સ્વામીનાથ, મારી એકનીએક મહા ચતુર રૂપ ગુણના ભંડાર જેવીને મોટા માંડવા રચી ધામધુમથી પરણાવવાની છે તેને અત્યારે ઘડીયા લગ્ન લઇ શી રીતે પરણાવ ? ત્યારે રાજા કહે છે કે સાલાસુલાને આપણાથી નિરાશ કેમ કરાય ? હે રાણી પ્રાણી માત્રને નસીબ જે કાલે સુખ દુખ લાભ ખોટ ભોગવવાના આવે છે તે ભોગવ્યા વગર કોઇનો છુટકો થતો નથી માટે આપણી સાથે પુત્રીને એવીજ લેણાદેણી હશે તેથી તુ પુત્રીને ઝટ જગાડીને સર્વ વર્તમાન કહે તે સાભળી રાણી પુત્રીને કહે છે કે હે લાડકડી વાત કહુ તે એક ચીતે સાભળ.

દુહા—મામોજી આવ્યા છે તાહરોરે તારા વરને લઇને હાલ રે તાર એના બાપે દીધા એને દેશવટો માટે પરણીને વન જાશે કાલરે, માટે ૮૫ મનના મનોરથ મનમા રહ્યારે, કાઇ અકળ ગતી અવીનાશ, કોઇ લખ્યા લેખ જે તારા ભાગ્યમા તારો વર જાશે વનવાસરે, તારો. ૮૬ રાજ કુવરને પરણી જાણે મોહોલે બેસી ચાવુ પાનરે, તે વાતનો રંગ જશે ઓગનોરે, તુતો મારૂ કહ્યું સત્ય માનરે તુતો૦ ૮૭

રાણી કહે છે કે હે પુત્રી ? મેં અને તારા પીતાજીયે તને અપાર સુખમા નાખવા માટે માડવગડના જસાજામના પરાક્રમી પુત્ર ગજરામારૂજી સાથે તારૂ વેવીશાળ કરયુ હતુ તેથી મ્હોટી ધામધુમ કરી તને પરણાવત પણ દઇવની અકળ ગતીથી એવો

યોગ બન્યો કે તારા દેવ રૂપ અને સદગુણી વરને ,એના પીતાએ દેશવટો દીધો છે. તેથી તે વન જવા તઇયાર થયો હતો તેને અટ-કાને તેનો મામો રૂડીયા રબારીને સાથે લઇ સાઢપર બેશી આપણા મહેલમાં આવી કહે છે કે હમણાને હમણા તમારી પુત્રીને પરણા-વી દયો માટે અમે અત્યારે આવ્યા છઇએ. પછી સવારે પોતે વન જનાર છે એમ કહે છે માટે હે લાડકડી તારી શી મરજી છે તે મારે જરૂર જાણવું જોઇએ કેમકે અત્યારે પરણી સવારે વન જાશે તે લખીત હશે ત્યારે આવશે માટે હાલ સુખની આશા રાખવી નહિ તેમ એ વાતમા અમારો કશો દોશ કાઢીશ નહી. જો તુ હા પાડીશ તોજ પરણાવીશુ તે સારૂ ઇશ્વર આગ્નાથી સાચુ કહે તે સાભળી ચ પાવતી પોતાના મનથા ઉડો વિચાર કરી કહે છે કે મારા પરમ વિવેકીને પરમ દયાળુ માત પીતા, તમે સર્વ પ્ર-કારે મારા સુખસાગર છો, માટે તમને જેમ રૂડુ ગમે તેમ કરવાને મુખતીયાર છો. અહો સુખ દાતા તમો બહુ અગત્ય કરીને પુછોછો માટે શરમાતા તમને કહું છુ તે સાભળો

દુહા—સુખ દુખ કરમે જે લખ્યુ તે મીથ્યા ન થાય માણા-પરે; તેતો૦ એકવાર જીભે કરી જે વરયો માટે બીજો વરતાં બેએ પાપરે. માટે૦ ૮૮

ચ પાદે કહે છે કે મારા સુખ સાગર માત પીતા, તમો સર્વ ગુણ સંપુરણ છો માટે જે તમે કરશો તે રૂડુજ કરશો મારા ભાગ્યમાં જે ભરથાર લખ્યો હતો તેની સાથે તમે વચને બધાઇ સગાઇ કરી છે તે મારે વારંવાર કબુલ છે એવી રીતે કુંવરીનાં વચન સાંભળીને તેના મા અને બાપ બેઉ વિચાર કરી મહિ માંહી વાત કરી કહે છે કે પુત્રી કહે છે તે સત્ય છે.

માટે અત્યારેજ પરણાવી દઇએ. એવો નિશ્ચય કરી એક સેવકને મોકલી પોતાના ગોરને બોલાવી તે સમયે શુભ ચોઘડીયુ જોઇ લગ્ન નક્કી કરીને પ્રધાનને સામાનની ટીપ આપી તેજ વેળા જોઇતી જણસો મંગાવી કન્યાદાન આપીને મંગળ ફેરા ત્રણવાર ફેરવ્યા અને ચોથો ફેરો બાકી રહયો એટલે ગજરામારૂજીયે પોતાના મનમાં વિચાર કર્યો કે જો હું ચારે ફેરા ફરી આ રૂપવંતી અને ગુણવંતીના મોહના ફંદમાં પડીશ તો પછી મારાથી વન જવાનું બને નહી ને મારા પિતાજીનુ વચન જાય તે ઠીક નહી એવો નીશ્ચય કરીને પોતાની તરવાર મ્યાનમાથી કાઢીને વરમાળ કાપી નાંખીને ત્યાથી નાસવા માંડયુ એટલે તેના મામાએ ઘણો સમજાવ્યો પણ કાંઇ માન્યું નહી ને પોતાના મામાને કહ્યું કે મારે વન જવાનો સમય થયો છે માટે કૃપા કરી મને રજા આપો હવે ખોટી કરશો નહી ।એવા વચન સાંભળી મારૂજીની તરવાર સાથે ચોથા મંગળના ફેરા ફરવી લગન સમારંભ પુરો કરી ઘટારત પ્રમાણે દાન માન આપી વાત ચીત કરી સાઢ તઇયાર કરાવી ત્રણે જણને વિદાય કરવાને ચ પાદેને પોતાના ઘેર રાખી હવે રૂડીયો પોતાની સાંઢને પવન વેગે ચલાવી તે થોડીવારમાં એક સુદર ગામના આવ્યા પાછી ગામ વચે થઇ જત્તા ત્યા ભવાયા રમતા હતા તે જોવાને રૂડીયાએ થોડીવાર સાઢ ઉભી રાખી ભવાઇનો ખેલ જોયો એવામા તરગાળા માહો માહી વાતો કરે છે કે ભાઇઓ આજે આપણે તરેહ તરેહના વેશ કહાડી ઘણીવારથી રમીયે છીયે તો પણ રાત નીકળતી નથી એનુ કારણ કાંઇ સમજી શકાતું નથી તો પણ હું એમ જાણું છુ જે રાત કોઇયે બાંધી રાખી છે તે સાંભળી રૂડીયાએ વિચાર કર્યો કે રાતને મેં બાંધી રાખી છે તેથી ઘણા

જણોના ગોરસ ખાટા થઈ જશે વળી માળીયોના ફુલ કરમાઇ જશે. એ વગેરે ઘણા લોકોને નુકશાની લાગશે માટે હવે તો આ તરગાળાને રાજી કરી ઘર તરફ વળવાને થઇ તો પછી રાતને માંડવઘડની ભાગોળે જઇ છોડી મુકીએ એવા વિચાર કરીને પોતાના પગમાથી રૂપાનો તાડો કાઢીને તરગાળાને આપ્યો એટલે તેના ટોળાના સરવે તરગાળા બહુ પ્રસન્ન થયા એટલે રૂડીયાનું નામ પુછી જશ બોલાવી ભુગળ વગાડી એટલે રૂડીયાયે પોતાની પવન વેગી સાઢને જોરમાં ચલાવી થોડીવારમા માંડવઘડ પોહોચી એટલે રૂડીયાયે દામાવતીના બારણામા આવી સાંઢ ઉભી રાખી એટલે મારૂજી તેનો મામો અને સાલોસુલો એ ત્રણે જણ નીચે ઉતરી દામાવંતીના મેહેલમા ગયા એટલે તેઓને જોઇ ને પોતાના મનમા બહુજ રાજી થઇ પોતાના ભાઇને પુછે છે કેમ ભાઇ ધારેલુ કામ ફતેહ કરી આવ્યા, તે સાભળી સાલોસુલો કહે છે કે હા બેન, જગેશ્વર મહાદેવની કૃપાએ અને રૂડીયાની મહેનત થી ગજરામારૂજીને પરણાવી કુશળ કલ્યાણથી તારી પાસે આવ્યા છીએ તેવુ સાભળી દામાવતી કહે છે કે હે ભાઈ તુ મરી જન્મથી સંભાળ કરે છે તેમા આ વખત પણ બહુ મહેનત લઇ ખરી આપદીની વેળાએ કામ કર્યું તેથી તને આશીશ દઉ છુ જે જગેશ્વર મહાદેવ તારા મનના સરવ મનોરથ પુર્ણ કરો તેમજ પરમેશ્વર કલ્યાણ કરો એવો આશીરવાદ દીધો. પછી પોતાના કુવરને કહે છે કે પુત્ર તારો જન્મ થયા પછીથી તે આજ સુધી તારા આનંદી મુખને જોઇ સદાય પ્રસન્ન રહું છું એવુ સાંભળી મારૂજીયે પોતાની માને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી કહ્યું કે મારી માતાજી! તમારી અપાર માયાનો બદલો મારાથી કદી પણ વાળી શકવાનો નથી, માટે

હું જન્મ પુરો થતાં સુધી આપનો આભારી છું પણ હવે મને આજ્ઞા આપો તો બહુ સારૂં. એવું સાંભળી દામાવંતી કહે છે કે હે પુત્ર, તેં મારી અત્યાર સુધી આજ્ઞા પાળી છે માટે એક કલાક સબુર કર, કેમકે રસોયાને હુકમ કરી રસોય તરત તૈયાર થયે તારો મામો તથા તું અને હુ આપણે ત્રણે સાથે બેશીને જમીયે અને રૂડીયાને પણ જમાડીએ પછી તેને મેહેનતના બદલામાં ઇનામ અપાય. તે સાંભળી મારૂજીએ કબુલ કરયું એટલે દામાવંતીયે કહ્યા પ્રમાણે રસોયા પાસે ઘણી સ્વાદીષ્ટ અને તરેહવાર રસોઇ તઇયાર કરાવી મામા ભાણેજને થાળમા તૃપ્ત કરી જમાડીને પાતે જમીને રૂઢીયાને જમાડી પાન સોપારીના બીડા ખાઇ રૂડીયાને ફરીથી પાચે પોશાક પહેરાવીને સવા લાખ રૂપીઆ રોકડા આપી રાજી કરી પોતાના ભાઇને કહે છે કે ભાઇ તું થોડા દહાડા રહે તો સારૂં તે સાંભળીને તેનો ભાઈ કહે છે કે બેન તારૂ કામ થયુ એટલે હવે મને ખોટી કરીશ નહી. પછી રૂડીયાને હુકમ કર્યો કે જા મારા ભાઇને એને ઘેર મુકી આવ તે સાંભળી રૂડીયાયે સાઢ તઇયાર કરીને સાલાસુલાને અમનગર મુકી આવ્યો. પછી દામાવંતીયે તેને ઘેર જવાની રજા આપી એટલે પોતાને ઘેર જઇ રાતને બાંધી હતી તે છોડી મુકી, એટલે સરવ ઠેકાણે વાણુ વાયુ. તે જોઇ ગજરામારૂજીએ પોતાને વન જવાના ઘોડા ઉપર સારો સામાન નાંખી ને કાળાં વસ્ત્ર પેહેરીને પોતાની માતા પાસે જઇને કહે છે કે માજી હવે તરત રજા આપો એટલે હું વને પડુ એવું સાંભળી માતા કહે છે કે તુ વન જા, એમ મારાની કહેવાતું નથી.

દુહા—સુત પ્રભાતે સંચરોરે, તમે રથી ઉગમતે સુરરે, તમે૦ પર ધરતી પર રાજમાં, વીરા વાધો બહુ દુરરે; વીરા વાધો૦ ૮૯ સુનો થશે તારા ઢોલીયોરે, વગા ઘોડા સુના ઘોડારરે, વગા૦ ગાજ

સુનીરે મેડીને સુની માવડી, સખિ સુના તારા સણુગારરે; સખિ૦ ૯૦
સુના તે દાસને દાસીયોરે વળી સુના મુકયા ખવાસરે, વાહાલા સુના
તે બાગને બંગલા, તુજ જાતાં સુના અવાસરે, તુજ જાતાં. ૯૧

દામાવંતી કહે છે કે હે પુત્ર, તુ અત્રેથી જતાં તારા ઘોડા રથ બળદ પાલખી દાસ દાસીયો વગેરે સરવે સુના પડશે તેમજ તારા ઓરડામાં તારો સુવાનો ઢોલાયો, તથા મોર પોપટ મેના કોયલ વગેરે પક્ષીયો સરવે સુના થઈ વીયોગથી ઝંખ્યા કરશે. વળી તારા નાના પ્રકારના વસ્ત્ર અલંકાર અને સોના રૂપાનાં રમકડાં વગેરે જોઈ માહરૂ હૃદયુ અહોનીશ અફસોસ પામશે માટે મારો ઉપાય ન ચાલતા તને જવા દઉં છું તે યાદ રાખજે. તને રસ્તે રામની, ગામમા ગોરખનનાથની, વનમા વનમાળીની, જળમાં જગદીશની દીવસે સુર્યની અને રાત્રીયે ચંદ્રમાની એ વગેરે તને સર્વ દેવ રક્ષા કરો એવો આશીર્વાદ દીધો એટલે મારૂજીયે પોતાની માને પ્રણામ કરી કહ્યું કે માતાજી તમે મારી કશી ચીંતા કરશો નહિ હું કુશળ કલ્યાણથી વેહેલો આવીશ. એમ કહી ઘોડા ઉપર બેશીને વળી પોતાની માતાને કહે છે કે તમારા કહ્યા પ્રમાણે સુરજ પણ ઉગ્યો માટે હવે એક પળવાર રોકાનાર નથી. એમ કહી પવન વેગે ઘોડો ચલાવી વનને રસ્તે ચાલ્યો તે સાંજ પડે વનમાંથી ફળ ખાઈ પાણી પીને ઘોડાને વીસામો આપી પાછો પરોઢીયે પંથે પડયો તે વિચારમાંને વિચારમાં રસ્તો ચુકયો એટલે મહાવનમાં ઘણું અથડાતાં પાંચ સાત દીવસ જતાં રહયા એટલે એક બોમીયાને પુછી રસ્તે પડયા ને ત્રીજા પોહોરે એક શેહેરમાં પોહોચ્યા. તે કયુ શહેર તેની મારૂજીને ખબર નથી પણ તે પોતાના સસરાનુ ગામ હતું ત્યાં રાણી

ચપાકે પોતાના મનમા વિચાર કરે છે કે પરમેશ્વરે કૃપા કરી મને ઉત્તમ કુળનો રાજકુવર ભલા ચતુર વર આપ્યો તે સ્વરૂપે પણ અતિ સુંદર છે પણ હા શા કામનો અરે પ્રભુજી મે પુર્વ જન્મે શા પાપ કરયા હશે જે મારા પતી વગર મને કશુયે ગમતુ નથી. માથામા ધુપેલ સરખુ ઘાલતી નથી તેથી મારૂ માથુ દુખ્યા કરે છે માટે આજે તો દાસી પાસે ચંબલીનુ તેલ મગાવી માથે ઘાલુ તો કાઇ માથુ દુખતુ રહે એવો વિચાર કરી પોતાની દાસીને બોલાવીને કહે છે કે હે દાસી આપણા સરદ્યાની દુકાને જઇને કચોલામા ચપલ તેલ લઇ આવ તો માથે હું ઘાલુ તે સાભળીને દાસી કચોલુ લઇ સરદ્યાની દુકાને જઇ કહે છ

દુહો—સરદ્યા તુ તો સારૂ જોઇનેરે, મુને આપજે ચબેલ તેલ, મુને ઝટપટ કરી તુ તો આપજે તારૂ કામ પડ્યુ સાડુ મેહુલરે તારૂ કામ પડ્યુ સાડુ ગોરે ! ૯૨

દાસી કહે છે હે સરદ્યા તુ મને સારૂ જોઇને ચંબેલ તેલ આપ. તે સાભળી સરદ્યો પુછે છે કે દાસી, તુ આજે ઘણુ દાહાડે તેલ લેવા કેમ આવી. એવુ સાભળી દાસી કહે છે કે મારો બાઇએ આજે હુકમ કરયો ત્યારે આવી. અમારી ઉપર જે વખત જે હુકમ થાય તે કામ કરવુ જોઇએ માટે તુ વધારે વાર ન કર. તે સાભળી સરદ્યાએ ઝટ તેને સારૂ સુગધીદાર ચંબેલ આપ્યુ તે લઇને દાસી ચાલતી થઈ એટલામાં રસતામા કાળા ઘોડા ઉપર કાળો પોશાક પહેરેલો સુંદર સ્વરૂપવાન માણસ જોઇ પોતે તેની સામુ નિરખીને જુવે છે એટલામાં તેણે એક ચમત્કાર જોયો જે ગજરોમારૂજી કાળા ઘોડા ઉપર કાળા વસ્ત્ર પહેરી બેઠેલા જોયા એટલે તેના મનમાં એકાએક

ફાળ પડી કે આ શો જુલમ એવું મનમા આવતાં હાથમાથી 'તેલનું કચોલું નીચે પડયુ તેથી તેલ બધુ ઢોળાઈ ગયુ તે જોઇ સરદયો પુછે છે કે હે દાસી તે કચોલુ કેમ પાડી નાખ્યુ ? અને એકદમ શા વિચારમાં પડી ગઇ છે તે સાભળી દાસી કહે છે કે બાઇ પડી ગયુ તો બીજુ લેશુ તેનીચિંતા ચતા કરીશ ની એવો ઉત્તર આપી તરત દોડતી પોતાની બાઇ પાસે આવીને તેને કહે છે.

દુહો—કાળે ઘોડેને કાળે લુગડેરે બેઠા ગજનેમારૂ અસ્વારરે, બેઠા૦ સાચું માનોને મારી બાઇજી, એ તો નીરધાર તમારો ભરથારરે; એતો૦ ૯૩.

દાસી કહે છે કે બાઇ સાહેબ આપની આગ્નાથી હુ સગ્યાને ત્યા ચ પેલ લેવા ગઇ હતી તે લઇને તમારી પાસે આવતા એકાએક ચમત્કાર જોયો કે કાળા ઘોડા ઉપર કાળા લુગડાં પેહેરી તમારો સ્વામી ગજનમારૂજી અસ્વાર થઈ ચાલ્યા જાય છે, તે જોઇને મારા પેટમા ફાળ પડી કે મારૂજી આવા વશે કયાં જવા નીકળ્યા હશે ? એવો વિચાર આવતાં તેલનુ કચોલુ હેઠું પડી ગયુ તેથી ત બધુ ઢળી ગયુ. માટે તે આપને જાહેર કરૂ છું તે સાભળી ચપાદે દાસી ઉપર રીસ કરીને કહે છે.

દુહો—જાવુ જુઠા બોલા બાઇડીરે, સુણતા વાગ્યા કટારીના ઘાયરે, સુણત૦ મનમાં વીચાર તેં નવ કર્યો, કરી મશ્કરી તે જોઇ દાવ; કરી, મશ્કરી તેં જોઇ દાવ ૯૪

ચંપાદે રીસ કરીને કહે છે કે જુઠા બોલી દાસી, તેં મને ફાળ પડે એવા જુઠા સમાચાર કહી મને શોક સાગરમા નાખી એ તે ઠીક ન કરયુ અરે ! તેં નચ જાતે મારી મશ્કરી કરી જા રાંડ ધીક્કાર છે તને જે મારૂ મન વીના કારણે દુખાવ્યું તે સાંભળી દાસી

કહે છે કે બાઇ સાહેબ હું તમારૂં રાત દીવસ નીમક ખાઇ તમો સદા રાજી રહો તેવી સેવા કરૂં છું. તે આજે તમને ફાળ પડાવી એવો અપરાધ મુકયો તે તપાસ કર્યા વીના મુકયો છે માટે જરા તસ્દી લઇ તમો મારી સાથે અગાશી ઉપર ચાલો, એટલે તમને ખરી કે ખોટી જે હશે તે વાત સમજાશે. તે સાભળી તે બેઉ જણુ અગાશી ઉપર ચઢી રસ્તામાં જુવે છે તો ખરેજ ગજરામારૂજીને દાસીના કહયા પ્રમાણે જોયા એટલે દાસીને કહે છે કે તારી વાત બધીએ સાચી છે માટે તું નીચે જઇ મારા પતીને મારી પાસે તરત માન આપી બો-લાવી લાવ હું પણ અહીંથી કહું છુ.

દુહો—ઘોડારે બાંધુ ઘોડારમાં, કાંઇ પલાણુ મેહેલુ પરસાલરે; કાંઇ૦ ધન્ય દામાવંતીના દીકરા, મારે મ્હોલે પધારોને વહાલારે મારે મ્હોલે પધારોને વહાલા ૯૫

એવા શબ્દ સાંભળી મારૂજીએ વિચાર કરયો કે આ કીયા શે-હેરમાં આવ્યો છુ તે મને ખબર નથી. પણ એ બોલાવનાર મારી માને ઓળખે છે તેથી મારૂ સગું વાલુ હશે માટે થોડીવાર મળતો જાઉં એવો નિશ્ચય કરયો એટલે દાસી કહે છે કે મહારાજ આપના ઘોડાને એકાંતે ઘોડારમાં બાધી તેને ઘાસ નાખી દાણો પણ ખવરાવું છું ને તમારૂ પલાણુ મેહેલની પરસાળમાં એક બાજુએ મુકું છુ. આપ નીરભયપણાથી મેહેલમાં પધારો તે સાંભળી મારૂજીએ ઘોડો દાસીને સોપી મેહેલમાં ગયા, ત્યાં રાણી ચ પાદેએ બહુ આદરમાન આપી એક જડીત્ર કોચ ઉપર બેસાડી ઠંડુ પાણી લાવી પાયું તે પછી પાન સોપારી એલચી જાયફળ વગેરેનું બીડું આપી મધુર શબ્દોથી તેમના કુશલ વર્તમાન પુછયા તે શબ્દો સાંભળી મારૂજી પ્રસન્ન થયા એટલે

તેની સાથે નાના પ્રકારની વાતો કરી મોહજાળમાં ફસાવી દીધા પછી રસોયા પાસે ઘણી સ્વાદીષ્ટ રસોઇ નાના પ્રકારની કરાવી તેનો કાળો પોશાક ઉતરાવી સેવકો પાસે સુંગધી તેલ ચોળાવી ગરમ પાણીએ ચોળાવી નવરાવ્યા તે પછી દીલ કોરૂ કરી પીતાંબર પેહેરાવી સોનાને પાટલે બેસાડી સુવર્ણ થાળમાં સરવે સાહીત્ય પીરશી બહુ સ્વાદે જમાડયા, તેની સાથે હાસ્ય વીનોદનાં વચનથી ત્રપ્ત કરી મસાલેદાર પાનનું બીડું આપી પોતે પણ જમીને તરત મારૂજીની પાછળ આવી. બીજા સર્વે હજુરી દાસદાસીને જમવાની રજા આપી. એ રીતે ત્રણ દિવસ રાખી સુખશાંતિ પમાડયા પછી સ્ત્રીએ સોગટાંબાજી રમવા માંડી. તેમાં મારૂજીની બાજી જીતપર જેઇ કહે છે કે મહારાજ, આપ બાજી રમવામાં મારાથી ઘણા ચતુર છો તેથી બાજી પણ જીતપર છે. તે સાંભળી મારૂજી કહે છે કે હે સુંદરી, આ સંસારમાં હારવુ જીતવુ, સુખ દુઃખ, લાભ ખોટ વિગેરે પોતાની અવધીએ આવી પોતપોતાનુ ફળ આપી અવધી પુરી થયે જાય છે, માટે જેમ લખીત હાય તેમજ બને. તે સાંભળી ચપકે કહે છે કે હે સ્વામીનાથ, આપ જે કહો છો તે ખરૂ છે. થોડા દિવસ ઉપર આપ પોતાના મામા સાથે અરધી રાતે આવી મારી સાથે ઘડીયા લગને પરણ્યા તે સમે ત્રણ મંગળ ફેરા ફરી ચોથો બાકી રહ્યો તે વેળા તરવારથી વરમાળ કાપીને નાશી ગયા હતા એવા હઠીલા છો. તો પણ મને મારા પ્રાણ કરતાં અધિક વ્હાલા છો. હુ અહોનીશ પરમેશ્વરનું ભજન કરી આપનું સર્વ પ્રકારે કલ્યાણ ઇચ્છતી હતી તેમજ મળવાને પણ બહુ આતુર હતી. તેથી પરમ દયાળુ પરમેશ્વરે મારી ઉપર બહુ દયા કરી આપને અાંહી મોકલ્યા તેથી મારા જીવને ઘણો આનંદ

ત્યા સુખીઆ થાઓરે. ત્યા૦ ૫૭

ચપાદે કહે છે કે મહારાજ, તમે આજનો વાસો આપ કરીને મહારા મહેલમા રહીને પ્રભાતે વનમા પધારજો. કેમકે આપણે ઘેર કોઇ પરોણો આવે છે તેની પણ બનતી બરદાસ કરીને બે ચાર દિવસ રાખવો પડે છે તો તમે તો મારા શીરછત્ર ને પ્રાણ પ્રીય પતી છો વળી રૂપ ગુણ વિદ્યા અને વિવેકના સાગર છો માટી મુજ અભાગીનો છેહ નગીર કરશો નહી હું તમોને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરું છું. એમ કહી પોતાના પતીને વળી સર્વાંગે લાગી એટલે મારૂજીને પરણીજ દયા આવી તેથી ચપાદેની વિનતિ કબુલ કરી એટલે ગોખમાને ઠીને તબેલાર થાળી ત્યાંહી તરેગ આવી પાસે બેશી દંપતીએ ભોજન કરી તૃપ્ત થયા પછી ઉપર બેશી પાન સોપારી લવીંગ એલચી નાખી ચુનો નાખી તાજન બીડા તયાર કરેલા હતા તે ખાઇને મધુર ભાષે મીઠી મીઠી વાતો કરી તે સાંભળતી મારૂજીને ઘણી શના નીદ્રા આવી એટલે રાણી ગરગાર પૂર્ણ પ્રેમ ભરી નીદ્રા વશ થયા તોય રાણી તેના પગ ચાંપ્યા કરે છે એમ કરતા મધ્ય રાતી વતી ઘડિયાળમા ટિંગ ટિંગ ટિંગ એમ ત્રણ ટકોરા વાગ્યા એટલે પાછલી રાતનો પેહેલીવારનો કુકડો બોલ્યો તેનો શબ્દ કાને પડતા મારૂજી ઝબકીને જાગી ઉઠ્યા એટલે રાણીને કહે છે કે મરઘાએ બાંગ દીધી માટે પરોઢીયુ થયુ તેથી મને જવાની આગ્ના આપો તો બહુ સારૂ તે સાંભળી રાણી કહે છે કે અહો પ્રાણપતી તમે શીદ ચીંતા કરો છો હજુ તો અડધી રાત ગઇ છે ને અડધી બાકી છે એ મરઘાને તો ટેવ પડી છે તે સહુ પહેલો બોલે છે. તે ખરો નથી માટે તમે સુખેથી નિદ્રાવશ થાઓ. વેળા થશે એટલે હુ તમને ઉઠાડીશ. એવુ સાંભળી મારૂજી સુઇ રહ્યા.

તે વારે ચંપાદે મરઘા ઉપર કોપ કરીને કહે છે.

દુહા—મધ્યરાતે મરઘા તુ બોલીયોરે, મારા મારુને પડાવ્યા ત્રાસ રે; મારા૦ સવારે બોલાવું મુવા વાઘરી, તને પકડી મંગાવું મારી પાસરે, તને૦ થોડે થોડે ખેંચું તારાં પીંછડાંરે, તારી ચાંચે દેવરાવું ડામરે; તારી૦ મારો સ્વામી ઝબકીને જાગીયા, મારૂં બગડયું બગાડે કામરે. મારૂં બગાડે કામ૦ ૯૯

હે આશાભંગ મરઘા, તેં વહેલી બાંગ દઇ મારા સ્વામીને ઝબકીને જગાડયો તેથી સવાર થવા દે એટલે વાઘરી પાસે તને પકડાવી મંગાવીને શિક્ષા કરૂં. તે સાંભળી મરઘો કહે છે.

દુહો—તમારે કારણ નથી બોલીયોરે, હું તો બોલ્યો ગરીબોને કાજરે; હું તો૦ કામે જાગે સઉ જાગીને, તમે સુખે સુવાડો મહારાજરે, તમે૦ ૧૦૦

મરઘો કહે છે કે સાહેબ! ઇશ્વરના નિયમ પ્રમાણે બોલ્યો છું. તે સાંભળી ઉદ્યોગી લોકો વહેલા ઉઠી પોતાનાં નિયમીત કામો કરે. તેથી તેઓ લાભ મેળવી સુખી થાય માટે હું બોલ્યો છું તમે અને તમારા સ્વામી સુખે સુઇ રહો. વીના અપરાધે મારી ઉપર રીસ કરશો નહિ એવો ઉત્તર આપ્યો. એટલે ચાર વાગવાનો અમલ થયો ત્યારે ફરીને બોલ્યો. તેનો શબ્દ સાંભળી મારૂજી બીજી વાર જાગીને કહે છે કે હવે તો નક્કી પરોઢીયુ થયુ માટે મને રજા આપો. તે સાંભળી ચંપાદે કહે છે કે મહારાજ, તમે વારે વારે ઝબકીને કેમ ઉઠો છો! હજુ તો એક પહોર રાત બાકી રહી છે. માટે નચિંત થઇને સુઇ રહો. એમ કહી પાછા સુવારીને બીજી વાર મરઘાને ઠપકો દઇ કહે છે.

દુહો—પાછલી રાતે પાછો બોલીને, બીજી વાર પડાવી ફાળરે;

બીજી૦ પકડી મંગાતુ તુજને કાબા વાધરી પાસે કાલ્યરે કાઢા ૧૦૧ આજ નથી મુવા તુજને, તને કહીયે કેટલી વારરે; તને૦ ફરી તેં જગાડયો મારા નાથને, કાલે કઢાવુ ગામની બહારરે. કાલે કઢાવુ ગામની બહાર. ૧૦૨

રાણી કહે છે કે તને એક વાર સમજાવીને કહ્યુ તોપણુ બીજી વાર ફાળ પડાવી. માટે કાલે તને કાબા વાધરી પાસે પકડાવીને ગામની બહાર કાઢી મુકાવીશ. ને સાભળી મરઘો કહે છે હે બાઇ, સાભળ.-

દુહો—તમારે કારણ નથી બોલીયોરે હું તો બોલ્યો છુ તસ્કરને કાજરે હુંતો સઉ સંતાઈ જાએ સેહેજમાં તમે સુખે સુવાડો મહારાજરે તમે સુખે ૧૦૩

મરઘો કહે છે હે રાણી તારા જેવા સુખીયા માણસોને દુખ દેવા નથી બોલતો હું તો ગરીબ ગરબા તથા ચોર લોકોને ચેતવણી આપવા બોલું છું, જે ગરીબ લોકો વેહેલા ઉઠી પોતાના જરૂરના કામ કરે ને ચોર લોકો ચેતી પોતપોતાને ઠેકાણે જાય તે માટે બોલું છું, એ વાતની તમે બુદ્ધિવાન ને દયાળુ થઇ મુજ પક્ષી ઉપર વીના અપરાધે આટલી રીસ કરો છો તે યોગ્ય નથી. એવો ઉતર સાંભળી ચંપાદે સમજી કે મરઘો ખરૂ કહે છે એટલે પાંચ વાગ્યા તે ટકારાનો અવાજ સાભળી મારૂજીયે બારીમાંથી રસ્તા તરફ જોયું તો સવાર થવાની તઇયારી દેખીને પોતાની રાણી ચંપાદેને કહે છે.

દુહા—શીખ દયોને રાણી સત્યવતીરે, અમે જાઇશું હવે વનવાસરે; અમે૦ બાર વરશે તે પાછા આવશું, તમે મુકો અમારી આશરે તમે૦ ૧૦૪

મારૂજી કહે છે કે હે સત્યવાદી રાણી હવે તમે મને રાજી થઇને રજા આપો. હવે હું એક પલવાર રોકાનાર નથી. જો લખ્યું

નથી મારે આશરે; હું તો થઇને બેઠી નીરાશ પી૦ સ્વામી દીસો નાના બાળ સાથે નથી કોઇ રખવાળ, તમારી કોણ લેશે સંભાળ; પી૦ તમે હઠ કરી નવ જશોરે તમે ભાવતા ભોજન ક્યાં ખાશોરે સ્વામી દુખીયા ઘણા તમે થાશોરે પી૦ સ્વામી હજુ છો બાળ વેશરે તમે રખે જતા પરદેશરે, મારૂ કહ્યું માનો લવલેશ પી૦ મારી સગી નણદના વીરરે માહરે નયણે વહે છે નીરરે. મને નથી રહેતી ધીર પી૦ મારી ભલી બનીતી જોડીરે, હવે કોપ કરી બેલ તોડીરે. તમે સીદ નાખો તરછોડી પી૦ પ્રાણનાથ પાછા તમે આવોરે, માહરા ઉપર દયા તમે લાવોરે; સ્વામી અબળાના પ્રાણ બચાવો, પી. મારૂ ગોરૂ ગુલાબશું અંગ ફીકુ પડી પીળો પડયો રંગરે, મારા હરખ થયા સઉ ભંગ પી૦ મેતો જાણ્યું જે રત્નરે તેને રાખીશુ કરી જત્નરે, સ્વામી શીદને છોડો છો વનરે, પી૦ મારૂ રત્ન તે રજમાં રોળ્યુરે, મારૂ પાપ કરમે બોળ્યુરે મારૂ કોમળ કાળજુ ચોલ્યુરે પી૦ વિધાત્રીને મારે હવેખરે, તેથી લખીઆતા આવા લેખરે, વેહેરભાવે તે મારી આ મેખરે પી૦ વીયોગ બાણ મને ઘણા વાગેરે મારૂ અંતર ભડકા લાગેરે, તે તો બોલવું કોની આગરે પી૦ સ્વામી હું છું નાનેરૂ બાળરે, તમો વીના આવી પહોંચ્યે કાળરે૦ મારી કોણ લેશે સંભાળ. પી૦ હજી સોળ વરસ નથી થયાં, મનના મનોરથ મનમાં રહયારે; નાની વયમાં મુકી મને ગયા પી૦ અપવાસ કરી રાત જાગુરે, ઉમીયાજીને પાય લાગુરે; હું તો વરત કરી વર માગુ પી૦ તમો પાછા વળો ઘેર આજરે, મારૂ કહ્યુ માનો મહારાજરે; આપુ મારા બાપનુ રાજ પી૦ જાઓ કહેતામાં જીવડો જાયરે; તમ વીના કેમ રહેવાયરે વિયોગ દુખ તે કેમ સહેવાયરે. પી૦ હજુ હાથના મેંદળ નથી છુટયારે; પીયુજી મારા પાછો અમુલ ફુટયારે રોઇ નેણના

ધીરજ ખુટયારે પી૦ એમ રાણી રૂદન કરછેરે, નયણે નીરની ધારા ઝરે છે; મારે આગળ પાલવ ધરે છે. પી૦ મને સાસરે આવ્યાના કોડરે નથી હેડા માડામોડરે; ચંપા કેતકી બનીતી જોડ. પી૦ મને આસુ જોવાની ખંતરે મને પાએ પડવાની ખાંતરે કહ્યું માનો મારા ગુણવંત પી૦ મારૂએ કહ્યું કે

દુહા—કંકાસ મુકો કામનીરે, કાઇ ધીરજ રાખજો ચીતરે કા. શુકન ભલેરા અમને આપીએ અમે ચાલીએ અમારે પંથરે અ૦ હવે રોવાનુ કામ નથી ધીરજ રાખીને રહ્યા રાજાની હઠ જાઇ રાણીએ શુકન આપવા માંડયા.

દુહા—ડાબા જમણી જોને તેતર બોલેરે. રાજા આડી ઉતરે મંજારરે; રા૦ એવે શુકને તમે ચાલશોરે તમને પાતક લોહીની ધારરે તમ૦ આટો કુટોને રાજા ધી ઘડોરે કાંઇ ફુટે કેરી જોને નારરે કાં૦ એવે શુકને તમે ચાલશો તો રાજા નહી દેખો દર-બારરે રાજા૦

તમે જશોતો મહા વિઘન નડશે મારૂએ કહ્યું કે રાણી અપ-શુકન બોલ્યા કરતા શુકન આપો. રાણી સારા શુકન આપે છે.

દુહા—ડાબા બોલે રાજા દેવલાંરે કાંઇ જમણેરી ભેરવ હોયરે; કાં૦ એવે શુકને તમે ચાલશોરે તમને વેરી ન મળશે કોઇરે તમને૦ સામે ઘડે કુંવારકારે, તેના ખોળે એક્ષણ્ જવ જારરે, તેને એવે શુકને તમે ચાલશો, તમને મળશે કુમારે નારરે ત૦ વરકન્યા પરણીને આવતારે, સામા મળે નિશાળીઆ સારે સા. એવે શુકને તમે ચાલશો તો તમને મળશે દેવળકે નારરે. તમ૦ દેવ સકળ શુભ જોઇ આવીરે, કોઈ પિતા કહેવાયરે ત્યાં રક્ષા કરો રાજા તમ તણીરે, રાણી કહે સુખી મારા રાયરે. રા૦ મારે આટે રાજા આવકી, જ્યાં મારો

ઘોડાને ધીમે ચલાવો આં અવાજ મારૂને કાને આવ્યો એટલે મન વાળ્યુ કે એ તો રાણીના ભણકારા વાગતા હશે એમ ધારી આગળ ચાલ્યા ફરીને રાણી બોલી.

દુહા—દામાવતીના દીકરારે, મારી સગી નણંદના વીરરે મા૰ હળવે રેવત તમે હાંકજોરે, મારૂ સોસાઈ જાય શરીરરે, મા૰ રાજા તરત ઉભા રહીને તલવાર ખેંચીને કહયું કે જે હોય તે મારા સામે આવો નહીં તો હું બાળીને પ્રલે કરીશ એટલે રાણી પોતાનું સ્વરૂપ બદલીને રાજાના સામે આવી ઉભી રહી એટલે રાજાએ કહ્યું કે તમે મારો કેડો નહીં મુકોતો મારી મેળે આપઘાત કરીશ રાજા રીસમાં જોઈ રાણીએ કહ્યું કે તમારી મરજી નથી તો હુ નહી આવુ વડ રોપ્યો તે રોપતાંજ મોટો ગંભીર થઇ પડયો પછી રાણીએ કહયુ કે તમારે જવુ હોય તો જાઓ હુતો અહીંજ રહીશ ને તમે જ્યારે આવશો ત્યારેજ આવીશ એમ કહી રજા આપી રાજા ગયા એટલે રાણીએ વડ ઉપર પાછુ રૂદન કરવા માંડયુ રાણીનું રૂદનુ સાંભળી નદીના નીર પણ થંભી રહયા છેવટે રાણીએ મન વાળ્યું ગજરામારૂ ખેડ ખેડ કરતા જાય છે આગળ રાયારૂપાનું શહેર આવ્યુ શેહેરની બહાર સુકાઈ ગયેલો બાગ હતો તેમાં જઇને ઉભો રહયો એટલે બાગ લીલો છમ થઇ ગયો અને ફુલના છોડને ફુલ આવ્યાં દરાખ ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતો એટલે ઉંઘ આવી ગઇ એટલામાં એજ ગામના ઢેડ તથા વાગરી હમેશ લાકડાં વીણવા આવતા હતા તેઓ જુવે છે તો બાગ લીલો કલાર જેવો શોભી રહયો અને અંદર એક ઘોડો તથા એક પુરૂષ દીઠો તે જોઇ તે ગામની વાલીક માલણ હતી તેની પાસે જઇ કહયુ કે તારો બાગ લીલો છમ જેવો થઇ ગયો છે અને ત્યાં એક મોટો પુરૂષ બાગમાં

રાજાએ તે સાંભળી માણેકને કહ્યું છે કે હે મહારાજ મેં તો સહજ
મેં તો સહજ જાણવા પુછયું તમે કંઇ રીસ કરશો નહિ. જો આ
પને બે દિવસ કે તેથી વધારે દિવસ રહેવાની મરજી હોય તો મારે
ઘેર પધારી સુખેથી રહો. મારાથી બનતી બરદાસ કરીસ. તે સાં-
ભળી માણેકજી માળણને ઘેર ગયા ત્યાં ગાદી તકીયો નાખી તે ઉપર
આનંદે બેસારીને તેની સાથે નાના પ્રકારની મીઠી વાતો કરી ઘરમાં
આવી પોતાની પુત્રીને હુકમ કરી નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ
કરાવી માણેકને તૃપ્ત કરી જમાડયા તે પછી પાન સોપારીનું બીડુ
ખવાડી વાતો કરી તેનો સાર સમજી લીધો, વળી શહેરના રાજા વિષે
કેટલીએક જાણવા જોગ બાબતો પુછી લીધી તેના ખુલાસાબંધ
ઉત્તરો મળતાં પોતે પ્રસન્ન થઇ કહે છે કે હે બેન તારી મમતા
જોઇ હું સંતોષ પામુ છું માટે આ શહેરના રાજા પાસે જઈ વાત
ચીત કરૂં જો આધીન હશે તો ઠરાવ કરી ઇલાજ ચલાવી રહીશ તે
સાંભળી માળણ કહે છે કે બહુ સારૂ મહારાજ મારી પણ ખુશી છે
કે આપના મીલાપથી મને બહુ આનંદ થાય છે તેમજ સહાય થશે
માટે આપ રાજ દરબારમાં રહો. તે સાંભળી માણેકજીએ પોતાની પાસેથી
મહોરો વટાવી પોતાને શોભે તેવો પોશાક લઈ દરજી પાસે તઇયાર
કરાવી બણી ઠણીને રાજ સભામાં ગયો પણ ત્યાં કોઇને નમી જુ-
હાર ન કર્યો તેથી રાજા અને કચેરીના સર્વ જનો તેનુ રૂપ ચંચ-
ળાઇ જોઇ વિચારમાં પડયાં કે આ કોઇ મોટો ભાગ્યશાળી રાજાનો
કુંવર છે, તેથી કોઇને જુહાર પણ કરતો નથી, એવુ વિચારી તેને પુછે છે.

રાજા—કીયા શેહેરના તમે રાજવીરે નિશ્ચય કહો શું છે આપનુ
નામરે વળી આ કારણ પરદેશરે એવું શું છે જરૂરનું કામરે એવું

૧૬૮ કોને દુખે બહાર નીકળ્યારે હજી દીસો બા બાળેવેશરે હજી રાજ
તેજ અતી અમગે કેમ છોડયો પોતાનો દેશરે કેમ. ૧૬૯

દુહા—અમેરે નથી રાજા રાજવીરે કાંઇ છેટે છે મ્હારૂ ગામરે આવ્યો છુ પરદેશ મારે ચાકરી રહ્યાનુ કામરે ૧૭૦ નામ મારૂં નથી પાડીયુરે મુને ઠાકોર ઠાકોર કહે છેરે મુને મહેર કરી મુને રાખશો હુ તો તેની હજુરમા રહુ રે હું તો ૧૭૧ અરથ મારૂજી કહે છે મહારાજ મારો દેશ અહિયાથી ઘણે દુર છે તે કે હેવાની કાંઇ જરૂર નથી વળી મારૂ નામ પાડયું નથી તેથી મને સર્વ લોક ઠાકોર કહીને બોલાવે છે. હુ પોતાની હુશિયારી જણાવવા સારૂ પરદેશ નીકળ્યો છુ તે ત્યાં અન્નોદક લખીત હશે ત્યાં નીમક હલાલપણાની નોકરી બજાવી મારો ગુણ દેખાડીશ એવો ઉતર સાભળી રાજા રૂપસિહ વિચાર કરે છે કે આ કોઈ મહા પરાક્રમી રાજ કુંવર છે એવુ એના રૂપ અને ચચુળાઇ ઉપરથી સાફ જણાય છે માટે એને ચાકરી રહેવા વિશે પુછી જોઉ એમ વિચારી રૂપસીંહ પુછે છે કે ઠાકોર, આપ એક મહીનાનો પગાર કેટલા રૂપિયા લેશો ? તે સાંભળી ઠાકોર ઉતર આપે છે કે એક મહીનાના સવાલાખ રૂપીઆ પગાર લેશું ત્યાંજ રહેશુ તે સાંભળી રાજા મોટા વીચારમાં પડી પોતાના પ્રધાનને પુછે છે કે પ્રધાન મારી સાથે એકાંત ઓરડામાં આવ્યા ત્યાં તને કાઇ વિચાર પુછવો છે એમ કહેતા તે બેઉ જણુ એકાંત જઇ સામ સામા ખુરશી ઉપર બેઠા ત્યાં રાજા પુછે છે કે પ્રધાનજી, આપણા સરવે નોકરોના પગાર દરમાસે સવા લાખ રૂપીયા ખરચ થાય છે તેવી બીજી એક રકમ એક ધણીને કેમ આપાય ? અરે, એ ઠાકોરમાં એવો સદગુણ હશે તે સમજાતુ નથી. તે સાંભળી પ્રધાન કહે છે કે મહા-

રાજા જેઓ ખુષીના સાગર જેવા ગુણગંભીર હોય તે ભારે પગાર લે છે. તેથી તેના વધારે ગુણ કરી દેખાડે છે. તે હરામનો પગાર લે-નાર નહિ. માટે આપ તેની પરીક્ષા જોવા એક મહીનાની બોલી કરી રાખો તેમાં તમને ગુણ જણાય તો વધારે રાખજો આ વખત આપ નહિ રાખો તો તે ચાલ્યા જશે ને તેને કોઇ બીજો રાજા નોકરી રાખશે તો આપની આબરૂ જશે તે સાંભળી રાજા કહે છે કે તારી મરજી છે તો આપણે પરીક્ષા જોવા રાખીયે, એવો નીશ્ચય કરી સ-ભામાં આવી ઠાકોરને કહે છે કે તમે કહયો તે પગાર આપીશું માટે તમે સુખેથી રહો તે સાંભળી ઠાકોર કહે છે કે તમે કબુલ થયા તો હું પણ રહેવાને ખુશી છું પણ મારી રીત કહુ તે સાંભળો સવારના દશ કલાક થયા પછી તમારી નોકરી સાંજના ચાર વાગ્યા સુધી કરી તે પછી મારી મરજી પડશે ત્યાં ફરવા જઇશ બીજું એ જે હું દેવ મુનીગુરૂ પાસે બ્રાહ્મણ સાધુ અને મારી જનેતા・એ છને નમુ છુ તે શીવાય બીજા કોઇને નમતો નથી માટે સભામાં આવતા અને જતાં તમને સલામ કરીશ નહિ હો ? તે સાંભળી રાજા કહેછે કે જે તમે કહો તે મારે કબુલ છે, તમે ફકત મારી સાથે મધુરીવાતો 'કરી સોગટા બાજી રમશો એટલે બસ છે. એવો ઉતર આપી હુકમ તે ઠાકોરના નામના પગારનો આંક અને મીતી નોંધી રાખી એટલે મા-રૂજીયે ઘેર જવાની રજા માગી માણુસને ઘેર આવ્યા તે જોતાંજ પુછયુ કે હે ભાઇ આપ રાજા પાશે જઇ શો બંદોબસ્ત કરી આવ્યા તે સાંભળી ઠાકોરે થયેલી વાત બધી કહી સંભળાવી તે સાંભળી માણસ ખુબ ખુશી થઇને કહે છે કે હે ભાઇ તમે મારા માડી જાયા ભાઇ કરતાં અધિક વહાલા છો તેથી સુખેથી મારે ઘેર રહો હું ત-મારી સેવા કરવામાં કશી વાતની ખામી રાખનાર નથી. તે

સાંભળીને ઠાકોર કહે છે કે બેન ઠીક છે હું પણ તારો ગુણ ભુલનાર નથી. એવી પરસ્પર વાતો કરી માલણ નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ બનાવીને સુગંધી તેલ માઠને શરીર મરદ્દન કરી ગરમ પાણીથી નવરાવી દીલ કોરૂ કરી ધોએલા વસ્ત્ર પેરાવી પાટલા ઉપર બેસારી રૂચી પ્રમાણે ભોજન કરાવ્યુ જમી રહયા પછી બીડુ ખવ-રાવ્યુ એટલે દરબારમાં જવાની વેળા થઇ ત્યારે માકજી પોતાનો અમીરી પોશાક પહેરી દરબારમાં ગયો ત્યાં રાજા પ્રધાન ને સરવે સ-ભાજનોયે માન આપ્યું પણ પોતે નમ્યો નહી પછી રાજાની સામે બેસી કેટલીએક વાતો કરી એટલે સોગઠા બાજી માંડી ઘણી ચતુરા-ઇથી રમત રમતાં ઠાકોર જીત્યા એમ નિત્ય નિયમ પ્રમાણે રાજસ-ભામા આવી રાજા પ્રધાનને રઇયત સર્વેને પ્રસન્ન કરી સાંજના ચાર વાગે ઘોડા ઉપર બેશી ઢાલ તરવાર પીસ્તોલ બાંધી મરજી પડે ત્યાં ફરવા જાય એમ કરતા ઓગણત્રીશ દહાડા થયા ત્યારે રાજા પ્રધાનને એકાંતે બોલાવીને કહે છે કે પ્રધાન આવતી કાલે એક મહીનો પુરો થશે તેના સવાલાંખ રૂપિયા પગારના આપવા પડશે તેનો કંઇપણ ગુણ દેખાયો નથી મેં તારા કહયા ઉપર બધી વાત કબુલ કરી છે તે સાભળી પ્રધાન કહે છે કે મહારાજ એના ગુણની આજે રા-ત્રીએજ ખબર પડશે કેમકે આપણો ગોવાળ આજે ખબર લાવ્યો કે આપણા ગામને પાદરે એક રાક્ષસ આવ્યો છે તેણે કેટલાક બકરા અને બીજા પશુઓ મારી નાખ્યાં તે પછી પાછો ઝાડીમા ભરાઇ ગયો તે જો રાત્રીએ લાગ જોઇ ગામમાં પેસશે તો માણસોનો ઘાત કરશે માટે તેનો બંદોબસ્ત થવો જોઇયે એવી ખબર લાવ્યો છે માટે આજ રાત્રીયે એ ઠાકોરને દરવાજે ચોકી કરવા મોકલો શું ત્યાં એની સર્વે હુશીયારીની ખબર પડશે એ રીતે પ્રધાને ઉતર આપ્યો

તે રાજાએ કબુલ કરી ઠાકોરને કહ્યું કે આપણા ગામ બાહાર એક
ખૂતરી રાક્ષસ આવ્યો છે તેણે કેટલાક બકરાને બીજા પશુઓ મારી
ખાધા માટે તે ગામમાં પેશી જશેતો માણસોને ઘાત કરશે માટે
તમે દરવાજાનો બંદોબસ્ત રાખી તે રાક્ષસનો ભય ટાળવો જોઇએ
તે સાંભળી ઠાકોરે ઉતર આપ્યો કે મહારાજ એ ઘણી ખુશીની વાત
છે જે એ મારા લાયકનું કામ મનેજ બતાવ્યુ તેથી એ ભય તત્કાળ
ટાળી મારૂ નિમક હલાલ પણું દેખાડીશ એમ કહી પોતાને મુકામે
જઇ વેહેલું ભોજન [illegible] માણસોની રજા લઇ સર્વ જોઇતા હથીયારો
સજી દીવસ આથમતાં પેહેલાં સરવે દરવાજા બંધ રખાવી ફક્ત ઉ-
ગમણા દરવાજાની બારી ઉઘાડી રાખીને તેને ઓઠે ઉઘાડી તરવાર
લઇ ઉભો રહ્યો ત્યાં રાત પડીને થોડુંજ અંધારૂ ,થયુ એટલે મારે
ફેર જો । જોતો દરવાજા નજીક આવ્યો ત્યા સુધી કોઇ પશુ કે મા-
ણસ તેની નજરે આવ્યા નહિ કેમકે દિવસ છતા ઠાકોરે ચોકસ બં-
દોબસ્ત કર્યો હતો તેથી કોઇ સપટામા આવ્યુ નહિ એટલે દરવા-
જાની બારી ઉઘાડી જોઈ ખુશી ખુશી થયો કે ગામમા પેશવાને બારી
ઉઘાડી છે એ પણ ઠીક લાગ પડ્યો એમ ધારી વાંકો વળી બારીમાં
પેઠો એટલે ઠાકોરે જગેશ્વર મહાદેવનુ સ્મરણ કરી સહાયતા માગી
આતી જોરમાં શીરોહીની તરવાર તેની ડોક ઉપર મારી જેથી તેનુ
બીહામણું માથું દુર જઇ પડ્યું તે જોઇ રાજ સેવકોએ તરત રાજાને
તથા પ્રધાનને ખબર કરી એટલે તે બન્ને, અને બીજા કેટલાક લશ્કરી
અમલદારો મશાલો તઇયાર કરાવી રાક્ષસનું કલેવર જોવા આવ્યા ત્યાં
જોઇ સર્વજનો આશ્ચર્ય પામી ઠાકોરની તારીફ કરવા લાગ્યા કે એ
કોઇ દેવાંશી શુરવીર રાજ કુંવર છે એમ સમજી રાજાએ ચાર
ગામનું ગાડુ મંગાવી સેવકોને કહ્યું કે આપણા ગામથી એ કોશ

દુર જાઇ જંગલમાં એની લાસ દાટી ગાડુ ધોઇ નાંખજો. એવો હુકમ
કરી સહુ સહુને સ્થાનકે ગયા ઠાકારે બનેલી સરવે હકીકત માણસોને
કહી તે સાભળી માણસે બહુજ પ્રસન્ન થઇ તેનાં દુખડાં લીધાં પછી
થાડી એક વાત ચીત કરી સુઇ રહયાં રાજસેવકો કહયા પ્રમાણે રા-
ક્ષસની લાસ દાટી ગાડુ ધોઈ પોતાને સ્થાનકે આવ્યા. તે પછી સવા-
રનો પોહાર થયો એટલે નિત્યના નિયમ પ્રમાણે મારૂજી દરબારમાં
આવ્યા ત્યા રાજા પ્રધાને સર્વ અમલદારો તથા સેવકોએ બહુ માન
આપી કહયુ કે આપના સદગુણના જે વખાણ કરીએ તે થાડાંજ છે
છે એમ કહયા પછી રાજાયે ઠાકારને સવા લાખ રૂપિઆ પસાયના
રાકડા આપીને ભારે કીમતનુ શેલુ તથા કસબી મંડીલ, સોનાના
કડાં કંઠી અને હીરા જડિત્ર બે પોહોચીયો તથા હીરા જડાવની
મુઠવાલી શીરાહીની તરવાર અને ગેંડાની ઢાલ એટલાં વાના બક્ષિસ
આપી કહયું કે તમોએ એક ઘડીમાં જે પોતાના સદગુણ અને શુ-
રવિરપણાની હુશીઆરી દેખાડી છે તેનો બદલો મારાથી વાળી
શકાયો નથી. હવે મને બધી વાતે આપની ખાત્રી થઇ એવી પ્રીત
ચીત થયા પછી ઠાકારે શેહેરમા સર્વ ઠેકાણે રસ્તાઓ સરખા કરાવી
પાકી સડકો બંધાવી બે વખત પાણી છાટવાનો હુકમ કર્યો તેમ
સાંજના રઇયતને વિશ્રાંતી પામવા સારૂ સુંદર વાડિ બંગલા બંધાવી
કેટલીક વાતમાં રાજાના હકમા પેદાશ વધારી એમ દીન દીન પ્રત્યે
સુધારો કરવા માંડયો એ વાત ઈહા રહી તે પછી ચંપાવતી નગરીના
રાજા કેશરીસિંહની પુત્રી કુસાદે નામે મહા રૂપ ગુણની ભરેલી હતી
તેના સાંભળવામાં એમ આવ્યુ કે મારવાડના રાજા જસાજાજલી
આણુમાનીની રાણી દામાવંતીનો પુત્ર ઢાજરો નામે .મહા ચતુર પરા-
ક્રમી અને રૂપ ગુણમા ભરપુર છે તેથી એ વરની સાથે મહારૂ લગ્ન

થાય તો બહુ સારૂ કેમકે મારા માત પિતાયે આજ્ઞા આપી છે કે તું
તારી ઇચ્છા પ્રમાણે સદ્ગુણી વર બોલાવી પ્રસન્ન કરીશ તે અમારે
કબુલ છે એવો વિચાર કરી એક પોતાનો આશ્રીત બ્રાહ્મણ હતો તેને
કહ્યું બ્રહ્મદેવ હું તમને એક પત્ર લખી આપુ તે તમે લઇ માંડવગડમાં
જસાજામની અણુમાનીતી રાણી દામાવંતીના પુત્ર ગજરામારૂજી પાસે
જઈ તેને વંચાવીને તેની સાથે મારૂ વેવિશાળ નક્કી કરી વહેલા આ-
વજો એટલે હું તમને પુશકળ ધન આપીશ. એમ કહી તેને પત્ર લખી
આપીને એકસો રૂપીઆ વાટ ખરચીના આપી તરત વિદાય કર્યો તે
ઉતાવળી મજલકરી માંડવગડ આવી દામાવંતી પાસે ગયો ત્યાં સરવ
સમાચાર કહયા ત્યારે દામાવંતીયે ઉતર આપ્યો કે મારા પુત્રને એના
પીતાએ દેશવટો દીધો છે તેથી તે હાલમાં ઘેર નથી વનવાસ ગયો
છે તે બારવરશે પાછા આવે ત્યારે એ વાત કબુલ થાય એવો ઉતર
સાંભળી બ્રાહ્મણ નિરાશ થઇ ત્યાંથી પાછો વળ્યો તે કેટલાક શહેર
ફરી ફરી થાકયો પણ મન ગમતુ ઠેકાણુ મળ્યુ નહી પછી વિચારવા
લાગ્યો જેમણે ઘણે ફરયો તોય જોગ બનતો નથી. માટે હવે તો
જે શેહેર આવશે ત્યાંના રાજાને ગજરોમારૂ ઠરાવી વેવિશાળ કરૂ તો
કાંઇ ધન મળશે, એમ વિચારી રાજા રૂપસીંહના શહેરમાં (ગજરોમારૂ
ચાકર રહયો છે ત્યા) આવ્યો તેવોજ રાજા પાસે દરબારમાં જઈ
આશીરવાદ દઇ કહે છે કે ચંપાવતી નગરીના રાજા કેસરીસીંહની
પુત્રી કુસાદે નામે માહારૂપ અને ગુણવંતી છે તેના હાથનો પત્ર લઇ
માંડવગડના રાજા જસાજામની અણુમાનીતીના પુત્ર ગજરામારૂજી સાથે
વેવીસાળ કરવા ગયો હતો પણ ત્યાં તપાસ કરતાં સાંભળ્યુ કે મારૂ-
જીને એના પીતાએ દેશવટો દીધો છે માટે ત્યાંથી કેટલાક શેહેર ફરયો
પણ બરાબર ઠેકાણું મળતુ નથી તેથી જો તમારી મરજી હોય તો

તમારી સાથે વેવિશાળ નકી કરૂ કન્યા રૂપ ગુણનો ભંડાર છે તેથી
તમારો દરબાર શોભાવશે એવું સાંભળી રાજાએ પોતાના પ્રધાનને
પુછી વેવિશાળ કબુલ કરયું પણ ફરી પુછયું છે તમારી વાત કુંવરીએ
કબુલ કરી તો સારૂ પણ ન કબુલ કરે તો મારે પાછું ફરવુ પડે
તો આબરૂ જાય તે ઠીક નહી તે સાંભળી બ્રાહ્મણ કહે છે કે પુલાદે
કે હુ કાંઇ મારૂજીને દીઠે ઓળખતા નથી માટે તમનેજ ગજરોમારૂ
ઠરાવીશું એવું સાંભળી એક બ્રાહ્મણને એક હજાર સોના મોહોર
આપી એટલે તે રાજી થઇ આશીરવાદ દઇ કહે છે કે મહારાજ હું
આગ્ના માગુ છું, આપ સુશોભીત વસ્ત્ર અલંકાર પેહેરી મોહોટી જાન
જોડાડી વેહેલા આવજો એમ કહો. બ્રાહ્મણ તાકીદથી પુલાદે પાસે
આવીને કહે છે કે બાઈ સાહેબ તમારા કહયા પ્રમાણે કામ ફતેહ કરી
આવ્યો છુ તે સાંભળી બ્રાહ્મણને બસો સોના મોહોર આપી તે લઈ
આશીરવાદ દઇ ઘેર ગયો, હવે બ્રાહ્મણ વીદાય થયા પછી રાજા
રૂપસીહે પોતાના પ્રધાનને એકાંતે બોલાવીને કહ્યું કે ચપાવતીના
બ્રાહ્મણે કુલાદે સાથે લગ્ન કરવાનો નકી ઠરાવ કરયો છે માટે હાથી
ઘોડા રથ પાલખીયો તથા દાસીયોને તઇયાર કરી રથમાં બેસારો તે
કહે છે કે મહારાજ બધા તઇયાર થઇ જશું ત્યારે તમારી ગાદી
અને શેહેર કોણ સાચવશે ' તે સાભળી રાજા કહે છે ઠાકોર ઘણો
નીમકહલાલ અને વીશ્વાસુ માણસ છે તેથી તે બધું સાચવશે. વળી
એક બીજુ કારણ છે જે ઠાકોર ઘણો રૂપ ગુણથી ભરેલો છે તેથી
એને જોઇ પુલાદે પ્રસન્ન થાય તો મારી સાથે વરે નહી, માટે ઠા-
કોરને બોલાવો હું ભલામણ કરૂં તે સાંભળી પ્રધાન કહે છે કે સારૂ
મહારાજ એમ કહી ઠાકોરને સરવે હકીકત સંભળાવીને ગાદીની તથા
પોતાના સરવે સેવકોની રઇયતની ભલામણ કરી કહ્યું કે હે ઠાકોર

ચંપાવતી નગરીમાં મારા લગ્ન કરવા જાઉંછું મને તમારી બધી રીતે ખરીપુરાણ ખાત્રી છે. તે સાંભળી કોઠાર કહે છે કે મહારાજ આપ બધી વાતે નીરભય રહી પધારો ને લગ્ન કરી વહેલા આવજો એવી રજા મળતાં મોટી ધામધુમથી જાન તઈયાર કરી, નગારાં નીશાન, ચોકડીઓ વગેરે વાજીંત્રો સહીત રૂડું મુહુરત જોઈ સધાવ્યા તે વેળા નાના પ્રકારના વાજીંત્ર વજડાવી બંદુકના અવાજ કરી ચાલતા થયા. હવે કોઠારે વીચાર કરયો કે રાજા મને પોતાની સરવ રાજધાની સોંપી ગયા છે તે હું સારી રીતે સંભાળીશ તેની કશી ચીંતા નથી. પણ મને જાનમાં સાથે તેડી ને ગયા તેનું શું કારણ હશે? વારૂ મરજી તેમની હું મારા કામમાં તતપર રહુ, એવું વિચારી સરવે દરવાનને તેમ રાત્રી દિવસના ચોકીદારોને પોત પોતાની હોદ્દાની ભલામણ કરી. શહેર ફરતા ગામડાઓને મારગે ઘોડેસ્વાર સીપાઈઓને મોકલાવતાં કહ્યું કે વાટે જતાં આવતા કોઈ પણ વટે મારગુને લુટારા લોકો ઈજા દઈ લુંટે નહી તે વાતની ચોતરફ સારી રીતે તજવીજ રાખજો એમ સરવે ઠેકાણે ચંચળ સીપાઈઓને સોપણ કરી. દરબારમા કચેરી ભરી રાજનીતિ પ્રમાણે પ્રજા જનોને ન્યાય કરી રાજા કરતાં સરસ કામ ચલાવ્યું, રૂપસીંહજી મોટી ધામધુમથી જાન લઈ નીકળ્યા હતા તે ચંપાવતી નગરી પાસે આવી રાજા કેશરીસીંહજીને જાહેર કરયું કે જાન આવી છે. તે સાંભળી રાજાએ મોટી ધામધુમથી સામઇયું લઈ માન આપીને પોતાની અતિસુંદર અને મોટી વાડીમાં ઉતારો આપ્યો. રૂપસીંહજી તે વાડી અને બંગલાની શોભા જોઈ ખુબ ખુશી થઈ પરણવાની આતુર થઈ વાટ જોયાં કરે છે. એટલામાં કુંવરીએ પોતાની હજુર દાસીને સંદેશો કહી વરરાજા પાસે મોકલી. તે તરત આવીને વરરાજાને કહે છે કે મહારાજ મારી બાઈ

ફુલાદેએ કહ્યું છે કે મ્હારો સ્વામી ગજરામારુજી ઘણા દેવ ગુણના ભંડાર છે, તેથી તેની પરિક્ષા જોવા મેં સાત રંગના સાત જુદા જુદા પડદા બાંધ્યા છે, ત્યાં જે પડદાની સમશ્યા કહું તેનો બરાબર જવાબ આપશે તો તેની સાથે પરણીશ. કદાપિ ઉતર નહી આપે તો પરણવાની નથી એ રીતે મારી બાઇએ કહયું છે તે તમને જાહેર કરૂંછું એમ કહી દાસીએ પોતાની બાઇ પાસે આવી કહયું કે તમારા સરવે સમાચાર કહ્યા છે ફુલાદે કહે સારૂ. એમ કહી પડદા છોડાવવાની સમસ્યા યાદ કરી રાહ જોયાં કરે છે દાસી સંદેશો કહી ગયા પછી રાજા રૂપસીંહ પોતાના પ્રધાનને કહે છે કે હે પ્રધાન ફુલાદે તો સાત રંગના સાત જુદા જુદા પડદા બાંધી દરેક રંગની જુદી જુદી સમસ્યા પુછે તે સરવેના બરાબર ઉતર આપે તોજ મારી સાથે પરણે. હું તો જરીયે સમસ્યા સમજતો નથી તો ઉતર શી રીતે દઉ ! અરેરે હવે તો પુરી કમબખ્તી આવી. જો આ વખત ઠાકોર આપણી સાથે હોત તો આપત નહી આપણું કામ થાત માટે હવે તો તે ઉપાય રહયો નથી માટે આ ગામમાં આપણા છાના સેવકો મોકલી કોઇ બત્રીશ લક્ષણો પુરૂષ શોધી મંગાવી ને જો ઉતર આપે તો આપણું કામ થાય નિંકર આબરૂ ગુમાવી પાછા જવુ પડશે, તે સાંભળી પ્રધાન ચતુર સેવકોને સરવ બીના સમજાવી ચારે તરફ મોકલ્યા તે બત્રીશ લક્ષણની શોધ કરે છે પણ જોઇયે તેવો કોઇ ચતુર પુરૂષ મળતો નથી તો પણ શોધ્યા કરે છે એટલે એક કાસદે ઠાકોરનો પત્ર લાવી રૂપસીંહને આપ્યો તેમાં લખ્યું છે જે આપ દરબાર વિષેની તથા શેહેર અને લશ્કરના બંદોબસ્ત વિષેની કશી ચીતા કરશો નહી બધી વાતનો બંદોબસ્ત રાખ્યો છે આપ લગ્ન કરી વહેલા પધારજો એજ વિનંતી, એવો પત્ર વાંચી રાજા પ્રધાન બેઉ રાજી થયા પણ પડદા

છોડનારની રાહ જોયાં કરે છે. કાશદને મોકલ્યા પછી ઠાકોરે પોતાના મનમાં વિચાર કર્યો કે રાજનો સર્વ ઠેકાણે સારો બંદોબસ્ત ચાલેછે માટે બહાર ફરવાનું નિમ કરી મારા ઘોડા ઉપર બેસી કોઇના કળાયામાં ન આવે તેમ રાજા રૂપસિંહજીના લગ્નની ધામધુમ જોઈ ગેહેલો આવતો રહીશ એવો નિશ્ચય કરી સરવે અમલદારોને ભલામણ કરી ફરવાનું મિશ કરી નિત્યનો પોશાક લઇ પોતાનો ઘોડો તૈયાર કરાવી તે ઉપર અસ્વારી કરી પવન વેગે ચલાવી થોડી વારમાં ચંપાવતી નગરી નજીક આવીને પોતાનો અમીરી પોશાક કાઢીને સુશોભીત ફકીરી પોશાક પેહેરી શેહેરમાં જઇ ઉતરવાનું એકાંત ઠેકાણુ જોવા માંડયુ એટલામાં એક અતી સુંદર મસીદ દીઠીતેમા ઘોડા સહીત ચાલ્યો ગયો, તેને જોઇને બીજા ફકીરો બોલ્યા કે કયુ હઝરત આપ કહાંસે આયે ઓર કહાં જાતે હો ફકીર કહે છે. મેં લાખી પીરનેકુ નીકલાહુ સચે મહજીદ અછી દેખકે દેખનેકું આયા હુ તે સાભળી ફકીરો કહે છે જાહકો આજકી રાત યહાં ઠેર જાઓ એવુ કહી તેને ખાટલા ગોદડું પાથરી બેસાડયો પછી ઘોડાને પોતાની પાસે એક લીમડાના ઝાડ સાથે બાધી ઘાસ તથા દાણો મુકયો પાણી પાયુ તે પછી ફકીરોને પસંદ પડે એવી મીઠી મીઠી વાતો કરી સઉને ખુશી કર્યા એટલે રાજ સેવકો જે બત્રીસલક્ષણો પુરૂષ જોવા નીકળ્યા હતા તે ચોતરફ રખડી રખડીને થાક્યા પછી ફરતા ફરતા મસીદ પાસે આવીને કહે છે કે આખા શહેરમાં અથડ્યા પણ હજુ કોઇ મળ્યુ નહિ માટે આ મસીદમાં જઇને જોયુ તો ત્યાં એક ચંચળ નવો ફકીર જોયો એટલે તેની સામુ જોઇ માંહોમાંહી કહે છે કે આને પુછી જોઇએ તો ઠીક એ શબ્દ સાંભળી નવો ફકીર કહે છે કે તુ અપસ અપસ મેં કયા ગરબડ કરતે હો જરા ખબરદારીસે બાત કરો તે સાંભળી રાજ સેવ-

ખુશી થઇ દાસીને હુકમ કર્યો કે વરરાજાજી પધારે છે તેને માનપાન આપીને પડદા બહાર ખુરશી નાંખી બેસારજે એટલે હું શમસ્યા પુંછીશ એવો હુકમ કર્યો એટલામાં વરરાજા મોહોલ પાસે ઘોડા નચાવતા આવી ઉભા રહયા એટલે દાસીયે આવી કહયું કે અહો વરરાજાજી પધારોને બિરાજો આ ખુરશી ઉપર મારી બાઇ પડદામાં ન ધાર છે તે તમને સમસ્યા પુછે તેનો ઉતર આપશો તો તે ખુશીથી તમારી સાથે પરણશે. તે સાંભળી વરરાજાએ ( ગજરામારૂજીએ ) ઉતર આપ્યો કે તમો ગમે તે પ્રમાણે પુછો. એટલે ફુલાદે પડદામાં રહિ પ્રસ્ન પુછે છે, પહેલો ધોળો પડદો.

દુહો—પડદે આવ્યારે મારા વાલમારે તમે કહોને પડદા કેરી રીતરે; તમે૰ ધોળો પડદો કહી રાજા દાખવો, વરમાળ આરોપુ આણી પ્રીતરે, વરમાળ૰ ૧૭૨ રાજા ઉતર દુહા, ધોળા વનમાં ગજપત ચરેરે કંઇ ધોળો તે વનમાં કપાસરે; કંઇ૰ ધોળુ દુધ પીને જીવે સર્વ કો એતો લીલા શ્રી અવીનાશરે; એતો૰ ૧૭૩ રાણી ફુલાદે કહે છે ભલોરે ઉતર આપ્યો રાયજીરે તમે ભલો તે રાખ્યો રંગરે; તમે. હવે પીળો પડદો કહી દાખવો, તમને પોઢાડુ સેજ પલંગરે; તમને૰ ૧૭૪ પડદો બીજો દુહા ધોળો પડદો ઉઠી નાંખજેરે, પછે પીળાની [illegible] જ વાતરે, પછી સઘળું એકમાં ઉતર આપીને તમને પરણી લઇ [illegible] ખચીતરે; તમને૰ ૧૭૫ પીળો તે વનમાં પોપટોરે. કંઇ પીળા [illegible] જારે; કંઇ૰ પીળો શોભે ગોરાંદેનો કંચવો, કહી કહીને [illegible] વહાલારે, કહી૰ ૧૭૬ રાણી દુહા—ભલોરે ઉતર દીધો [illegible] આપ્યો કુંવરીનો રંગરે; ભલો૰ હવે રાતો [illegible] પોઢાડુ સેજ પલંગરે. તમને૰ ૧૭૭ પડદો [illegible] કહોરે, પછી રાજાની સુખની રીતરે [illegible]

ચણામી [illegible]
પહેલો [illegible]
રાયજીરે, [illegible]
[illegible] તમને
દુહા—પીળો પડદો [illegible]

એકમાં કહી દાખવું. તમને પરણી લઇ જાશું ખચીતરે; તમને. ૧૭૮
રાજા ઉ૦ દુ૦ રાતી તે વનમાં ચનોઠડીરે, રાણી રાતો કસુંબો મજી
ઠરે; રાતો શોભે ગોરાદેનો ચુડલો. બારે માસ પેરંતા દીઠરે. બારે..
૧૭૯ રાણી. ભલો ઉતર આપ્યો રાયજી, સુણી મનમાં તે થાય ઉમં-
ગરે સુણી. હવે કાળો પડદો કહી દાખવો, તમને પોઢાડુ સેજ પલં-
ગરે, તમને૦ ૧૮૦ પડદો ચોથો રાજા, રાતો પડદો પાછો કરોરે પછી
કાગાની સુણજો રીતરે; પછી૦ એને પણ એકમાં કહીદાખવુ પ્યારી પરણી
લઇ જાશુ ખચીતરે પ્યારી. કાળો તે વનનો કાશીગોરે તેથી કાળોછે
અતીશે કાગરે, તેથી૦ કાળો શો ગોરાંદેનો ચોટલો જાણે શોભે તે
કાળો નાગરે, જાણે૦ ૧૮૧ રાણી દુ૦ ભલો અર્થ રાયજીરે, તમેરૂડો
કહ્યો છે રંગરે, મે૦ હવે લીલો પડદો કહી દાખવો તમને પોઢાડુ
સેજ પલંગરે, તમને૦ ૧૮૩ પડદો પાંચમો રાજા દુહા. કાળો પડદો
પાછો કરોરે, સુણો લીલા કેરી રીતરે, સુણો૦ પણ એકમાં કહી દા-
ખવુ તમને પરણી લઇ જાઉ ખચીતરે તમને૦ ૧૮૪ લીલો તે
વનમાં વાલોળીયોરે, વળી લીલો તે જવનો છોડરે, વળી૦ લીલો શોભે
ગોરાદેનો સાળુડો અંગે ઓઢતા પોહોચે કોડરે, અંગે૦ ૧૮૫ રાણી
દુહા ભલો ઉતર કહયો ભુપતીરે, તમે ભજાવ્યો છે રંગરે, તમે૦
હવે કાબરો પડદો કહી દાખવો, તમને પોઢાડુ સેજ પલંગરે તમને૦
૧૮૬ રાજા દુ૦ લીલો પડદો પાછો કરોરે પછી સુણો કાબરા કેરી
રીતરે; પછી૦ એક પલકમા કહી તમને દાખવુ તમને પરણી લઇ
જાશુ ખચીતરે; તમને૦ ૧૮૭ કાબરા રબારી ઘેર બેઠારે, રાણી૦ કાબરી
[illegible]સાર ઘેર ભાતરે, કાબરી દીસે ગોરાદેની આંખડી તેતો
આંજતી માઝમ રાતરે તેતો૦ ૧૮૮ ભલો કહી તમે દાખવ્યોરે,
રાજા ભલો ભજાવ્યોરે, રંગરે; રાજા રાતો પડદો કહી દાખવો

તમને પોઢાડું સેજપલંગરે તમને. ૧૮૯ રાજા કાબરો પડદો પાછો કરોરે, રાણી ફરસ્તાની સુણજો રીતરે, રાણી પળવારમાં છોડવું એહને. તમને પરણીને જાણ્યું ખચીતરે; તમને. ૧૯૦ ફરતો ગોરાદેનો રેંટીયોરે, જેની તીખાં લોઢાની ત્રાકરે; જેની૦ ૧૯૧ સાત છોડયાને વળી છોડશુંરે, રાણી પુછો તે જવાબ દઉંરે રાણી. રાખો હઇયામાં ઓરતો વણુ દીઠે પુછો તે કહુરે. વણ૦ ૧૯૨ રાણી કહે છે, દુહા. રૂપ જોઈ હરખ સાજણારે; મને વાગ્યાં તે મોહના બાણરે, મને પેલા ભવનાં પુન્યે પામીયારે, સ્વામી ચાદ વીદ્યા ગુણ જાણરે. સ્વામી૦ ૧૯૩ પડદા છોડ્યા મારા વાલમારે, હવે રંપેતી નથી મને ધીરરે. હવે૦ વરમાળા આરોપું હેતશુંરે. થાપું કરીને નણદ કેરો વીરરે. થાપું૦ ૧૦૪ ભલાં કર્યાં ભલાં સાંભળ્યારે; રાજા ભલો ભજાવ્યો રંગરે, રાજ. ગદબદ પડદો કડી દાખવોરે, તમને પોઢાડું સેજ પલંગરે તમને ૧૯૫ રાણી પુલાદે કહે છે કે હે પ્રાણનાથ તમે મહા ચતુર છો તેની મે જે જે સમશાઓ પુછી તેના ખુલાસાબધ ઉતર આપ્યા તેથી મારા મનનું સર્વ સમાધાન થયું માટે હે કૃપાનાથ આપ મારી સાથે પરણીને મને પોતાની અર્ધાંગના કરો પણ હે મહારાજ. તમે સાત પડદાની સમશ્યાના ઉત્તર આપ્યા તેમ આઠમા ગદબદ પડદાની સમશાનો ઉત્તર આપશો તો હું બહુ પ્રસન્ન થઇશ. તે સાંભળી રાજા કહે છે. પડદો આઠમો—પડદાને પાછા કરો કામનીરે, તમે આવી બેસો સનમુખરે; તમે૦ ગદબદ પડદો કડી દાખવુંરે, પછી પરણી પમાડું સુખરે. પછી ૧૯૬ ગદબદ વીને સાકરારે રાણી ગદબદીયો કંસારરે; રાણી૦ ગદબદ રાણીને સેજે પુલદેરે. તેમાં પોઢો ફુલાદે નારરે. તેમાં૦ ૧૯૭ એવી રીતે રાજાએ ઉતર આપ્યો તે સાંભળી પુલાદે બહુ પ્રસન્ન થઇને કહે છે કે હે રાજાજી હવે મારા મનને એક ક્ષણવારની પણ જરા ધીરજ નથી.

નથી. માટે તમે જાન તઇયાર કરી પરણુવા આવો. હું પણ મારા પોતાને કરી સરવે સામગ્રી તઇયાર કરાવુ છુ [રાજા કહે કે સારૂં એમ કહી પોતે ઘોડા ઉપર બેશી પોતાના ઉતારા ભણી (મશીદમાં) આવ્યા તે તરત પોચતા પોતાના અંગ ઉપરનો સરવે પોશાક ઉતારી રાજ સેવકોને કહ્યું કે આ પોશાક લઇ રાજાને આપી કહો કે મહારાજ આ પોશાક પેહેરી તરત લગ્ન કરવા પધારજો. કેમકે રાણીની આડે પરદાની સમસ્યાના ઉતર આપી બધા પડદા છોડાવી નાખ્યા છે. માટે તે વીશે હવે તમને કશી હરકત થાય તેવુ નથી. પણ પરણીને કન્યા તેડી તરત પોતાને શેહેર પધારજો. ઝાઝીવાર રોકાશો તો તેમા શોભા નથી. કેમકે આપણા રચેલા પ્રપંચની કઇ ખબર પડશે તો ફજેતી થશે, માટે બધી વાતની હુશીયારી રાખજો. એમ કહી રાજસેવકોને વીદાય કર્યા પછી પોતે વિચાર કરયો કે હવે મારે અહિયા એક ક્ષણવાર રહેવાની જરૂર નથી માટે તઇયારી કરૂં. એમ વીચારી મસીદમા સરવે ફકીરોને પોતપોતાની લાયકી પ્રમાણે રૂપીઆ વેહેંચી સરવેને સલામ આલેકુમ કરી ઘોડા ઉપર બેશી પવન વેગે પોતાને સ્થાનકે જઇ માણુસને મળી વાતચીત કરી જમીને પાન સોપારી ખાઇ દરબારમાં જઇ સરવે અમલદારોને પુછી સરવે કામ પોતે સંભાળી લીધુ. એટલામા સેવકોએ રાજા રૂપસીહજીને વરરાજાનો પોશાક આપી સરવે વાત કહી સંભળાવી એટલે પોશાક પેહેરી સરવે જાન [illegible] કરી ગાજતે વાજતે તે કન્યાને માંડવે જઇને તોરણે ઉભા રહયા એટલે સાસુએ શીરસ્તા પ્રમાણે પુખી લઇને ગોરના કહ્યા પ્રમાણે લગનનું કામ ચલાવ્યું પુલાદેનો મામો માંહ્યરામાં તેડી લાવ્યો પછી રાજા રાણીએ વીધીસહીત કન્યાદાન આપી તરેહવાર વસ્ત્ર અને અલંકાર આપ્યાં, ત્યાં નાના પ્રકારનાં વાજીંત્ર વગડાવી, પોળ

ગાઇ મંગળવરતી લગન સમારંભ પુરો કરી સઉને ગુલાબજળ છાંટી ફુલના તોરા ને પાનના બીડાં આપ્યા પછી જાનને ઉતમ જમણુ આપી બીજે દહાડે પેહેરામણી રૂડી રીતે કરી જાન જમાડીને કન્યા સુદ્ધા સરવેને ધામધુમથી વીદાય કરતા બ્રાહમણો વગેરેને સરવે જાચકોને દાન આપ્યાં તેથી સરવે મળી વર કન્યાને આશીરવાદ દીધા પછી સરવે વીદાય થયા તે પોતાના શહેર નજીક આવી બંદુકના અવાજ કરાવ્યા તે વાતની ઠાકોરને ખબર પડતાં મોટી ધામધુમથી સામઇયુ લઇ પોતાના ઘોડાને સણગારી તરેહવાર ચાલથી નચાવતો નચાવતો રાજા રૂપસીંહની સામે આવ્યો ત્યા દારૂખાનુ ફોડાવી મોટી ધામધુમ કરાવી એટલામા ઠાકોરનો ઘોડો ભડક્યો તે મસ્તીથી માથા ઉપરનું કસબી સેલુ નરમ પડયું તેથી પોતાના વાળમાથી સુગંધી મોગરાના તેલની ખુશબો આવી તેમજ પોશાકમાથી બસરાઇ ગુલાબના અતરની ખુશબોનો ભપકાર નીકળ્યો તે રાણી ફુલાદેના રથમાં આવ્યો તેથી પોતે આશ્ચર્ય પામીને ખાસ દાસીને પુછે છે કે દાસી આવી કીંમતી અતરની સુંગધી એકાએક કયાથી આવી તે કહે તે સાભળી દાસી કહે છે.

દુહો—પડદા છોડી ગયા રાજવીરે, મુને એવો તે સદેહ થાયરે; મુને. એવો ઘોડોને એવા સાહેબા. ગુણીયલ ગજરોમારૂ ચાલ્યાજાયરે; ગુણીયલ૦ ૧૯૯ ચતુર તો બાર કાંઇ તેમનોરે રૂપે દીશે તે બાલેવેશરે; રૂપે૦ રૂડી સુગધી આવી ત્યાં થકી. કાંઈ વીખરાયા શીરના કેશરે. કાંઇ૦ ૨૦૦ અર્થ—દાસી કહે છે હે બાઇ સાહેબ જેણે આપણા મેહેલમાં આવી પડદા છોડવ્યા હતા તેજ વરરાજા ઘોડા ઉપર લટકતી ચાલે આવ્યા છે તેમના કેશનો અંબોડો છુટી ગયો છે તેમાંથી આ સુંગધી આવે છે, એવી વાત રાણી ફુલાદે કહે છે કે હે દાસી જેણે

મારી સમસ્યાના ઉતર આપી પડદા છોડાવ્યા હતા તેજ ગજરામારૂ-જીને પરણી છુ માટ આ કીયો રાજા ઠગબાજી રચી મને અહીંયાં તેડી લાવ્યો છે. તેના નામની તપાસ કરી મને કહે, તે સાંભળી દાસી કહે છે કે હે બાઇ સાહેબ, પડદા છોડાવ્યા તેનુ નામ ગજરા-મારૂજી અને આ નગરના રાજા હાલ તમને તેડી લાવ્યો છે તેનુ નામ એની જાતના માણસો રૂપસીંહ કહે છે તે સાભળી ફુલાદે કહેછે કે મારા રથનો પડદો આઘો ખશેડ એટલે હુ નજરે જોઇને ઓળખું

દુહા—ઝટપટ ત્યાગી પડદો ખોલજોરે, 'મને માર જોયાની ખંતરે, મન૦ રૂપસીંહ છે મારો બાંધવારે, રૂડો ગજરોમારૂ મારો કંથરે રૂડો૦ ૨૦૧ રૂપસિંહનો ચુડો મે ભાંગીયોરે, ગજરામારૂનો ચુડો હાથરે, ગ-જરા૦ રૂપસિંહના શેહેરમા ના હું સંચરૂંરે, નહી જાઉ હું એની સાથરે, નહીં. ૨૦૨ એ પ્રમાણે ફુલાદે કહે છે કે હે દાસી તુ ઝટ પડદો ખોલ એટલે હુ મારૂજીનુ ચંદ્રમા જેવુ તેજસ્વી મુખ જોઇ સંતોષ પામુ. મે તો મારૂજીના નામનો ચુડો પેહેરાયો છે. રૂપસીંહે દગલ-બાજી રચી માટ હાલ તેની ખબર પડતાં તેના નામનો ચુડો મે ભાંગી નાંખ્યો છે, એથી તેના નગરમા મારે પગ મુકવો નથી એમ કહી પડદો ઉંચો કરાવી જોયુ તો બેન છબીલા મારૂજી ઘોડો નચાવતા નચાવતા સામા આવે છે, તેને જોઇ ફુલાદે અત્યંત મોહ પામીને રૂપસીંહજીએ ઠાકોરને (ગજરામારૂ ) પોતાના શહેરની સરવે ખબર પુછી ત્યારે ઠાકોર કહે મહારાજ, ઇશ્વર કૃપાથી સહુ કુશળ આનં-દ તો છે એમ વાતચીત થાય છે એટલે જાનના માણસ ગામમા જવા માંડયા પણ ફુલાદેએ રથ હંકાવ્યો 'નહીં' રૂપસીંહે પુછ્યુ કે તમે રથ ઉભો કેમ રાખ્યો છે, ગામમાં ચાલો તે સાભળી ફુલાદે કહે છે કે હે રાજા હું પતીવ્રત કરૂં છુ તેથી હાલ ગામમાં નહીં આવું ચાર વરસે પુરૂં થશે ત્યારે આવીશ એવી રીતે રાણીનાં વચન સાંભળી

રાજાએ ગામની બહાર પોતાના સુંદર બાગના બંગનામા ઉતારો આપ્યો ને તેની તહેનાતમાં દાસ દાસીઓ આપીને જે જોઇયે તે સરવે સાહિત્યો મોકલી દીધાં. પછી પોતે જાન સહીત ધામધુમથી પોતાના મેહેલમાં આવી રાજ સંભાળી લીધુ તે પછી કેટલેક દીવસે ફુલાદેએ ચાકરો સાથે રૂપસીંહને કહાવ્યુ કે મારે આ વાડીમા એક અતી સુદર સરોવર બંધાવવું છે. માટે કડીયા સલાટ મીસ્તરી વગેરેને મોકલી દેજો. તે હુકમ સાભળી સરવે કારીગરોને મોકલી પથરોની બાંધણીથી તલાવ ખોદાવી ચણાવવા માંડ્યું તે કેટલેક દીવસે પુરૂ થયુ એટલે સરવે કારીગરોને પોતાની પાસેથી પઇસા ચુકવી આપ્યા પછી વિચાર કર્યો કે મારૂજી ફરવા નીકળશે ને આ રસ્તે આવશે તો ઘોડો પાવાના મસે આ સરોવર ઉપર આવશે તે વેળા એકાન્તે વાત થશે એવો વીચાર કરી વાટ જુવે છે. એટલે એક દીવસ ગજરોમારૂજી બાહાર હવા ખાવા નીકળ્યા તે ફરતા ફરતા ફુલાદેની વાડી પાસે આવ્યા. એટલે ઘોડાને તરશ લાગી તેથી નીર્ભયપણાથી વાડીમાં જઈ નવા તળાવમા પાણી પાવા માંડ્યુ તે બંગલાની બારીમાંથી જોયુ એટલે તેને કહે છે. દુહા—નથી ખોદાવી ચણાવીયાંરે, છેલા નથી બંધાવી પાળરે, છેલા એમાં ચકલાં ચાંચ બોળે નહીરે. માટે ઘોડો પીતોતુ ખાળ્યરે માટે ૨૦૩ અરથ—ફુલાદે કહેછે હે છેલરાજા આ સરોવર કંઇ તમે બધાવ્યુ નથી જે નીરભય થઇ ઘોડાને પાણી પાઓછો તે ઠીક નહી માટે ઝટ રોકી રાખો એવા આકરા બોલ સાંભળી મારૂજીએ તરત લગામ ખેચી, અને કહે છે દુહા—રાણી પાણીથી થયાં શું પાતળારે તમે ક્યોને પાણી કેરા દામરે તમે ૨૦૪ અરથ—ગજરોમારૂજી કહેછે કે હે રાણી જેઓ શ્રીમંત ઉદાર અને પરમાત્મા પુરૂષો કીવા સીયો છે તે પરોપકારને

સારૂ ઘણુ ધન ખરચી સદાવ્રત. ધર્મશાળા, તળાવ વાવ્ય અને કુવા વગેરે બંધાવે છે. તેથી પશુ પક્ષી અને માણુસો વગેરે બહુ સુખી થાય છે. એવુ જાણી મારા તરસ્યા ઘોડાને પાણી પાવા આવ્યો તે મ્હોડુ બોળતાજ બુમ મારી અટકાવ કર્યો તે ઉપરથી સાફ જણાય છે જે તમે પાણીથી પાતળાં થયા માટે મારે તમારૂ જરાએ સપાડું નથી જોઈયે. લ્યો તમારા પાણીના દામ એમ કહીને પોતાના હાથમાંનુ સોનાનુ કડુ કાઢી તેના મેહેલમા ફેંકી રીસ ચડાવીને ઘોડા ઉપર અસ્વારી કરી ચાલવા માડયુ તે વેળા ફુલાદે પસ્તાઇને કહે છે

દુહા—ડગલુ ભરાતો મારા સમછેરે, તમને રામચદ્રની આણરે તમને. ત્રાંબા કુડી રાજા જળ ભરૂ રે, તેમા ઘોડા પાઉ નીરવાણરે. તેમા ૨૦૫ ઘણે દીવસે વીજોગ ભાગીયેરે, મુને હરખ વાધ્યો ઘણો અંગરે, મુને મ્હોલમા પોઢોને મારૂ પાતળારે તમને પોઢાડુ સેજપલંગરે, તમચે. ૨૦૬ અરથ—રાણી ફુલાદે કહેછે કે હે રાજા, તમે પરમ વીવેકીને મહા બુદ્ધિમાન થઇ આવી મશ્કરીની વાત ઉપરથી આટલી બધી રીસ શુ કરવાં કરો છો અરે મહારાજ અમારી એટલી ચુક થઇ તેની ક્ષમા કરો. એમ હાથ જોડીને વળી કહે છે કે હુ ઘણા દીવસથી તમને મળવાની વાટ જોયા કરૂ છુ એટલા આજે પરમેશ્વરે દયા કરી તેથી આપનો મેળાપ થયો વળી રૂપમીહનો પ્રપંચ મારા જાણ્યામાં આવતા મે પણ ઘટનો ઉપાય કરી કહ્યુ કે મે બાર વરસ સુધી પતીવ્રત લીધુ છે તે પુરૂ થયે નગરમા આવીશ એવુ કહ્યુ છે તે આપ પ્રાણ પ્રીય પતીનેજ માટે. ને તમે તો રીસાઇ જાઓ છો તે હું જવા દેનાર નથી જો આપ મારા મેહેલમાં ન પધારો તો તમને રામ દુવાઇ છે અને મારા સમ છે. એમ કહી મારૂજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યો તેથી મારૂજીના મનમાં દયા આવી એટલે રાણી

ફુલાદેને કહે કે પ્રથમ મારા ઘોડાને શાંત કર તે પછી તમારા મ્હે-
લમાં આવું એવું સાંભળતાં રાણીએ તેને ઉત્તમ ઘાસનાં પુળા નખા-
વીને એજ સરોવર ઉપર ચાકર સાથે મોકલી પાણી પાઇને તોબ-
રામાં ચણ્યા ઘાલી ખવરાવ્યા તે જોઇ મારૂજી મેહેલમાં ગયા ત્યાં
રાણીએ બહુ માન દઇ પોતાના સુંદર પલંગપર બેસાડીને પાણી
પાઇ પાનના બીડા આપી નાના પ્રકારની હાસ્ય વીનોદની વાતો કરી
પોતાના છેલ સ્વામીને બહુ પ્રસન્ન કર્યા. વળી સોઇયાને આજ્ઞા કરી
નાના પ્રકારની સ્વાદીષ્ટ રસોઇ કરી રૂચી પ્રમાણે જમાડી પાન સો-
પારીનાં મસાલાદાર બીડાં આપ્યા તે ખાઇને મારૂજી ખુબ ખુશી થયાં
પછી સોગટા બાજી માંડી તેમાં ખુબ તાલ પડયો ઘણીવારે બાજી
પુરી થઈ ત્યાં મારૂજી જીત્યા તે પછી નીંદ્રા આવી એટલે રાણીને
કહે છે કે હવે મને રજા આપો તો મારે મુકામે જાઉં રાણી કહે
આ પણ તમારૂજ મુકામ સમજી અહીંજ સુઇ રહો એવુ સાંભળી
પોતે ફુલાદેના પલંગપર સુઇ રહ્યા તે પ્રભાતે ઉઠી દીશા જંગલ જઇ
આવી હાથ પગ ધોઇ મુખ મારજન કરી કહયુ કે હે રાણી હવે મને
રાજી થઇ રજા આપો તો હુ મારે મુકામે જઇને વેળા થયે રાજ
દરબારમાં જાઊં તે સાંભળી ફુલાદે કહે છે કે મહારાજ જ્યારે તમે
પડદા છોડાવી પરણાવીને આવ્યા તે સમયેજ તમારી ચંચળાઇ જોઈ
મને મોહ લાગ્યો છે. તે દીવસથી આપનો ફરી મીલાપ થવા ચાહતી
હતી તે પણ થયો તેથી વીશેષ માયા બંધાઇ છે માટે હવે તમારા
વીયોગથી એક પળ મારાથી રહેવાશે નહી માટે મારા મોહોલમાં આપ
રાત્રીએ નીત્ય આવજો. મારૂજી કહે એમ કરીશુ એવો ભરૂસો આપી
ઘોડેસ્વાર થઇ માલણને ઘેર આવી સરવે હકીકત કહીને પડોશીનુ
એક મ્હોટું ઘર વેચાતી લઈ તેનો પાયો ખોદાવી મજબુત ખારા

કારીગરોપાસે બંધાવા માડયું તેની ભલામણ માલણને કરી તે વેળા ચગે જમીને નોકરી ઉપર ગયા ત્યાં રાજા પ્રધાને અને બીજા સરવે કારભારીઓએ માન દઈ બેસારી નાના પ્રકારની વાતો કરવા માંડી એટલે ઠાકોરને ઝોકા આવવા લાગ્યા તે જોઈ રાજાનો કાણીયો સીપાઈ મહા ચતુર હતો તે કહેછે દુહા—આજની આખ્યોરે ઠાકોર રાતીગોરે, દીસે ઉજાગરાનુ ઘેનરે, દીસે૦ ઠાકોર કોને મહોલે રંગ માણીયોરે, જાણે જાગ્યા છો સારી રેનરે, જાણે૦ ૨૦૭ તો અર્થ એવુ સાભળી મારૂજી કહે છે. દુહો—અમે ગયાતા રાયની વાડીયેરે, ત્યાતો સાથી મળ્યા દશ વીશરે, ત્યાતો૦ કેસર કસુબો, ઘોળીયારે, તે પીવાથી કેફ છે શીશરે, તે પીવાથી૦ ૨૦૮ અર્થ—એવુ સાંભળી ફરીને કાણીયો કહે છે. દુહા—અમલની કેફે ઠાકોર ઘેરીયોરે, કાંઈ માર્યો સોરંગીના બાણરે, કાંઈ. નેણ બળે છે નારી નીરખ્યાનાર, શું સમજનો ચતુર સુજાણરે, શુ,

અર્થ—કાણીયો સીપાઈ કહે છે કે ઠાકોર અમલની કેફ તો ઘેરી હોય છે, પણ આતો કોઈ પ્યારી સાથે રસ ભરેલી વાતો કરતા ઉજાગરો થયો હોય એવી રાતી જણાય છે. એવું સાંભળી ઠાકોરને બહુજ રીસ ચડી તેથી કાણીયાને ધમકાવીને કહેછે. અલ્યા એશરમી કાણા તુ તારા મનમા જાણતો હશે જે હુ મારી હુશીયારી જણાવુ છુ પણ એ હુશીયારી નહી પણ પાકી મુરખામી કહેવાય જે સભા વચે તુ રાજાને અને આ વિવેકી પ્રધાનની પણ શરમ નથી રાખતો તો કાલે રાજાએ સાભળી વીચાર કર્યો કે ઠાકોરનુ કહેવું સત્ય છે એમ ધારી પ્રધાનને કહે છે, આ કાણીયાને એક માસ સખ્ત મજુરોની કેદમાં રાખી છુટયા પછી ચાકરીએથી રજા આપજો એવું સાંભળી કાણીયો ખુબ પસ્તાઈને રડતો રડતો રાજા પ્રધાન

અને ઠાકોરને પગે લાગીને બે હાથ જોડી કહે છે કે મહારાજ આજે મેં માઝમ ખાધી છે તેના કેફમાં કાંઇ બોલાયું તે માફ કરો હવે કોઇ દીવસ નહી બોલુ એવા દીન વચન સાંભળી ઠાકોર તથા રાજા પ્રધાન ક્ષમાકરો કેટલીકવાર ઠાકોરની ચાકરીનો વખત પુરો થયો એટલે ઉઠીને પોતાના ઘેર ગયા ત્યા તેના ઘરનું તથા ભોયરાનુ કામ નાકીદથી રાત દીવસ ચલાવી કેટલેક દહાડે પુરૂ કરાવી રાત્રીયે તે ભોયરામાંથી ફુલાદેને મંદીરે જઇ હાસ્યવીનોદમા રાત્રી ગુજરી સવાર થયે ભોયરામા થઇ પોતાને ઘેર આવી વેળા થયે રાજદરબાર જઈ નોકરી બજાવી રાજાના હકમા ધનનો વધારે ફાયદો કરી બતાવે એથી રાજાને પણ ઠાકોર બહુ પ્રસન્ન પડવા લાગ્યો એમ કરતા બાર વરસ પુરાં થયા ત્યારે રાજા રૂપસીહે વીચાર કરયો કે રાણી ફુલાદેના વ્રતની મુદત પુરી થઇ છે માટે આજે રાત્રીયે એને મોહોલે જાઉં તો ઠીક થાય એમ વીચારી રાત્રી પડી એટલે પોશાકમાં અતર છાંટી ગણીઠણીને ફુલાદેને બગલે ગયા એટલે દાસીયે જોઇને પોતાની બાઇને ચેતવણી આપી કે રાજા રૂપસીહજી મોહલમા પધારે છે તેની ખબર કહુ છું તે સાભળી ફુલાદેએ ગજરામારૂજીને ઝટ ભોયરામાં સંતાડયા એટલે રાજા મેહેલમા આવ્યા તેને જોઇ રાણીયે મોહો ઉપરનુ માન આપી ખુરશી ઉપર બેસાડયા એટલે રાજા કહે છે કે રાણી તમારા વ્રતની મુદત પુરી થઇ છે તે સાભળી રાણીયે ઉતર આપ્યો નહી એટલે ચારે તરફ નજર કરી જોયુ તો પલગની પાસે ખીટી ઉપર ઠાકોરનુ કસબી મદીલ જોઇ વીચારયુ કે આ મંદીલ અંહીયા ક્યાથી આવ્યુ એમ ધારી રાણીને પુછે છે.

દુહો—રાજા કહે રાણી સાંભળોરે, કાંઇ પુછીને પામું પારરે; કાંઇ. સાચું બોલો તમે સત્યવતી, રાણી કેટલા પુરૂષ ઘર નારરે;

રાણી. ૧૧૦ અર્થ—રાજા રૂપસીંહ કહે છે કે હે રાણી તમે કેટલા પુરૂષની નારી છો અને આ કસબી ઉમદા મંડીલ કોનું છે તે કહો તે સાંભળી રાણી કહે છે દુહો—સાચું કહું રાજા સત્યવંતરે, તમે સુણજો સમજો સારરે; તમે. પતીવૃતા ધરમ અમે પાળીયેરે, કાંઇ ચાર-પુરૂષ ધરનારરે કાંઇ, ૨૧૧ અર્થ—રાણી કહે છે કે હું ચાર પુરૂષની નારી છું ને પતીવ્રતાનો ધર્મ પાળુ છું એવું સાંભળી રાજા કહે છે.

દુહો—પતીવૃતા નારી એકનીરે, ચાર કયા તે કહોને આપરે; ચાર. પંચ પુરૂષને સતી જાણશે, જાણે હોય તે ભાઇને બાપરે; જાણે ૨૧૨ તે સાંભળી રાણી કહે છે

દુહો—જેરે પલંગમા હું પોઢું છુરે તેને પાયા છે રૂડા ચારરે તેને પાયા તેની વચમાં જઇ હું તો સુઇ રહું માટે ચાર કહયા ભરથારરે, મા૦. ૧૧૩ તે સાંભળી ફરી રાજા કહે છે કે સાચું કહો. ત્યારે રાણી કહેછે. દુહો—સાચું કહયુરે રાજા માનજોરે, તમે સુણીને પામજો પારરે, તમે૦ જીવતા લગી એક ઝખીયે, અમે તેરે પુરૂષ ઘેર નારરે. અમે૦ ૨૧૫.

રાજા રૂપસીંહ કહે છે કે તે એક પુરૂષ કયો છે તે બતાવો ત્યારે રાણી કહે છે કે આ મંડીલ પહેરનારો મારો પતી છે. તે સાંભળી રાજા કહે છે કે એ મંડીલ કોનું છે ? રાણી કહે તમારા નામનું છે માટે સવારે ઉઠી નીત્ય તેનું દરશન કરી પતીવ્રતપણું પાળું છુ એજ આધારે મેં બાર વરસ કહાડયા છે તે વરત પુરૂં થવા આવ્યુ છે તે સાંભળી રાજા કહે છે કે આ મંડીલ કોણે બાંધ્યુ છે ? રાણી કહે છે મેં મારા હાથે બાંધ્યુ છે. ત્યારે રાજા કહે છે કે એ વાત સાચી હોય તો ભાંગી નાંખીને પાછું છે તેવું બાંધી દેખાડો. રાણી કહે છે કે આ મંડીલ ભાંગી નાંખીને તમે બીજા

ઓરડામાં જઇને થોડીવાર બેસો એટલે હું તઇયાર કરી તમને દે-
ખાડીશ. તે સાંભળી રાજા મંડીલ ભાંગીને બીજા ઓરડામાં ગયા
એટલે કોઇ ન જાણે તેમ ઓરડો બંધ કરીને ભોંયરામાં જઇને
મારૂજીને સરવે વરતમાન કહી ઉપર લાવીને જેવું હતુ તેનુ ફકકડ
મંડીલ બાંધીને પાછું ખીટી ઉપર મુકી ભોયરામા જઇ સતાઇ રહ્યા
એટલે રાણીએ ઓરડાનો દરવાજો ઉઘાડીને અંદર બોલાવી મડીન
હતું તેવુ બાંધેલુ દેખાડયુ તે જોઈ રાજા આશ્ચર્ય પામીને પોતાના
મનમાં વીચાર કરે છે કે આ મડીલ તો નકકી ઠાકોરનુ છે પણ
જ્યાં સુધી મેં મ્હારી નજરે જોયા નથી ત્યા સુધી જે બોલવુ તે
મીથ્યા છે. એવો વિચાર કરી મનમાં અફસોસ કરી પોતાને મ્હેલે
ગયો. એટલે મારૂજી પાસે જઇ સરવે વર્તમાન કહયા સાભળી મા-
રૂજી કહે છે કે હે પ્રિયા, તમે કશી ચીતા કરશો નહી હવે વહેલાજ
આપણે અહીથી રવાના થઇશુ, એમ કહી પોતાનુ મડીલ માથે મુ-
કી રાણીની આગ્ના લઇ ભોયરામા થઇને પોતાને મુકામે ગયા ત્યાં
સરવે સમાચાર કહીને નાઇ ધોઇ ભોજન કરી વેળા થયે દરબારમાં
ગયા ત્યાં રૂપસીહે ઠાકોરને માથે મડીલ જોઇ વીચાર કરયો કે ફુ-
લાદેના મેહેલમાં મે જે મંડીલ જોયુ હતુ તેજ મડીલ ઠાકોરને માથે
છે, માટે એ ઘણો પ્રપંચી માણસ છે. તેથી હવે પછી જો એને
ચાકરીએ રાખું તો એ મ્હારી ઘણી ખરાબી કરે, માટે એને રજા
આપુ તો ઠીક થાય એવો વિચાર કરી કહે છે કે હે ઠાકોર, મારો
ને તમારો ભેળા રહેવાનો જે સંબંધ હતો તે પુરો થયો. માટે તમારો
જે પગાર નીકળતો હોય તે ચુકવી લ્યો આજથી તમારે ગમે ત્યાં
જાઓ, એવું સાંભળી ઠાકોર કહે છે કે તે વાતનો મને હરખશોક નથી
એમ કહી પોતાનો પગાર ચુકાવી લઇને પોતાને મુકામ આવી મા-

સણુને સરવે સમાચાર માંડીને કહયા કે હે બાઇ. હવે મારે પોતાને વતન જવાનો નદી વીચાર છે માટે તમોને પંદર લાખ રૂપીઆ ઈનામના આપુ છું કેમ જે તમે મારા ઉપર ખરા દીલથી મમતા રાખી બહુ બરદાસ કરી છે એમ કહીને તે શહેરના તથા આસપાસના બીખારીયો બોલાવીને તેઓને ઘટારત પ્રમાણે ધન આપી દરીદ્રમાંથી દુર કર્યાં, તે પછી તે શેહેરના કસબી કડીયા સુતાર, સલાટ, લુવાર અને બીજા મજુરોની સાથે બંદોબસ્ત કરી સરવે તીરથોને રસ્તે ધર્મશાળા, વાવ્ય, તળાવ, કુવા વગેરે બંધાવવાના કામો ચાલુ કરી તેનું ધન આપવાની માલણને તથા તે શેહેરના ધરમાત્મા પુરૂષોને કરી સરવેને કહયુ કે એ કામો પુરા થયેથી તે જગાએ ગરીબ લોકોને સદાવ્રતના સીધા આપવાં તે વાતમાં રાજા રૂપસી હ કાંઇ હરકત કરે તો મારી ઉપર માંડવઘડ ખાતે પત્ર લખી જાહેર કરજે હુ સત્ય કહું છું જે હુ જસાજામનો પુત્ર છું મારૂં નામ ગજગેમાર છે એ શબ્દો લોકોને કાને પડતા રૂપસીહને ખબર થઇ જે આતો ગજરોમાર મહા બળવાન ને પરાક્રમી છે તેથી એ પુલાદેને જરૂર લઇ જશે. માટે એ પાપીને અહીંયાંથી પાંચ ગાઉ દુર જઇ મુકી આવુ તો ઠીક થાય, નીકર કંઇ તરકટ ઉઠાવશે નો હેરાન કરશે એવો નીશ્ચય કરી ઠાકોરને કહે તમે તઇયાર થાઓ તો હું તમને વળાવવા આવુ તે સાંભળી ઠાકોરે ઉતર આપ્યો કે હુ તઇયાર છુ એમ કહીને શેહેરના તમામ યાચકોને બોલાવી ઘટારત પ્રમાણે દાન આપી બહુ પ્રસન્ન કર્યા. પછી સરવેને સાથે ઝટ લઇ પોતાના ઘોડા ઉપર બેશી તઇયાર થયા એટલે રૂપસી હજી કેટલાક લશ્કરના અમલદારોને લઈ સાથે વળાવવા ગયા તે પાંચ ગાઉ પોહોચ્યા એટલે મારૂજી કહે છે કે રૂપસીંહજી તમારી માયા જોઇ હું પ્રસન્ન છું પણ હવે તમે પાછા વળો તો બહુ સારૂ એમ કહી

પાછા વળ્યા. તે એક કોશ દુર ગયા એટલે મારૂજીયે બીજે રસ્તે પવન- વેગે ઘોડો દોડાવી થોડીવારમાં પાછા રાયગઢમાં ફુલાદેને બંગલે કોઇ ન જાણે તેમ આવી પહોચ્યા. પછી બનેલી વાત બધી કહી સંભળાવી હાસ્યવીનોદની વાતોમાં લીન થઇ ગયા. હવે રૂપસી હજી વળાવીને પો- તાને મોહોલે આવી થાકયા પાકયા સુઇ રહ્યા. પણ તેને તરેહવાર સ્વપ્ન આવવા લાગ્યાં. એમ કરતાં પાછલી રાતના કુકડા બોલ્યા એટલે રાજા ઝબકીને જાગ્યા. પછી પોતાની મામી સુતેલી હતી તેને જગાડીને કહે છે

દુહા—રાજા કહેરે મામી સાંભળોરે, મુજને સ્વપ્ના તરેહવાર થાયરે, મુજને૦ પહેલા પોહોર સ્વપ્નુ આવીયુ, કોઇ મહેલે ચઢંતો રાયરે; કાંઇ૦ ૨૧૩ બીજે પોહોરે સ્વપ્નુ આવીયુરે, કાંઇ સોગઠાં માંડયાં સોળરે; કાંઇ૦ જાણે બેઠાં ચાવે પાનને, તેથી અધર દીસે રાતા ચોળરે, તેથી૦ ૨૧૬ ત્રીજે પોહોરે સ્વપ્નુ આવીયુ, મામી માનો સૌ સારરે, મામી૦ ભમર પલંગપર પોઢતારે, કાંઇ તુટયો તે નવસર હારરે, કાંઇ૦ ૨૧૭ ચોથે પોહોરે સ્વપ્નુ આવીયુરે, જાણે અજરોમારૂ અસ્વારરે; જાણે૦ ચતુર રેવંત પલાણીયો, લઇ ચાલ્યો ફુલાદે નારરે. લઇ૦ અર્થ—એવા વચન સાંભળી રૂપસિંહજીને તેની મામી કહે છે જે હે ભાણેજ, હુ કહું તે સાંભળ.

દુહો—સ્વપ્નાં પડોદે સુકે લાકડેરે, વળી જાણે સમુદર બેટરે; વળી૦ સ્વપ્ના સાચા નોય રાજવી, કાંઇ સ્વપ્ને વધ્યાં પેટરે; કાંઇ૦ ૨૧૯ સ્વપ્ને નીર્ધનને ધન મળેરે, વળી વંઝયા તે પ્રસવે પુત્રરે. વળી૦ સ્વપ્ને મુરખ બહુ વિદ્યા ભણેરે, કાંઇ સારૂં પામે ઘરસુત્રરે; કાંઇ૦ ૨૨૦ સ્વપ્ને ભુખ્યો ભોજન જમેરે, ઘણી તણાય તેની કુખરે; ઘણી૦ જાગી ને ભુએ સવારમાં, તોએ પેટમાં ભુખની ભુખરે. તોયે૦ ૨૨૧

અર્થ—રાજા રૂપસીંહને તેની મામી કહે છે કે હે ભાણેજ, ઉપર કહ્યા પ્રમાણે સ્વપ્નાની વાતો સાચી પડતી નથી. તોય તુ તે વિષે આટલો અફસોસ કેમ કરે છે? હે ભાઈ, તું નિશ્ચિંતતાથી સુઈ રહે. એમ ઉપદેશ કરતા તેની મામીને નીદ્રા આવી એટલે તે સુઈ રહી. પછી રૂપસિંહને કઈ ચેન ન પડવાથી પોતે એકલો ઉઠીને ફુલાંદેને બગલે જઈને ભિત ઉપર ચડવા માંડયુ એટલે રાણીએ તરત જોયુ. તેવીજ બોલી.

દુહા—પાછલી રાતે કોણ મહેલે ચઢશેરે, જાણે મોહોલે ચડંતો ચોરરે; જાણે૦ રૂપસિંહ રાજા જો જાણશે તો, નહિ રહે જીવ્યા નોઠારરે, તોતો૦ ૨૨૧

અર્થ—એવી રીતે ફુલાદેનાં વચન સાંભળી રૂપસીહજી વિચાર કરે છે કે હજુ ફુલાદે મારી મરજાદ રાખે છે માટે તેની પાસે જઈ વાતચી કરૂં એમ વિચારી મોહોલમા તેની પાસે ગયો તેને જોઇ ફુલાદેએ વિચાર કર્યો કે જો મારૂની સાથે તકરાર કરશે તો બે જણા મારામાર આવશે માટે એમને જુદા પાડું એવુ વિચારી રૂપસીંહજીને કહે છે કે મહારાજ આવો આપણે બીજા એકાંત ઓરડામા જઈએ એમ કહી તેને બીજા ઓરડામાં લઇ જઈને એક ખુરશી ઉપર બેસારીને તેને કહે છે,

દુહા—એનને મોહોલે શીદ આવીયારે. તમે જાઓને માડી જાયા વીરરે, તમે૦ મેનો રૂપસીહનો ચુડો ભાગીયો, ગજરામારૂનાં ઓઢયા ચીરરે૦ ૨૨૨

અર્થ—ફુલાદે કહે છે કે હે પ્રપંચી તમે તમારા મનમાં કાંઇ પાકો વિચાર ન કરતાં મારી સાથે દગલબાજી રચી એ ઘણું ખરાબ કામ કરયું છે તમારો એક તલ જેટલો કશી વાતનો મારા ઉપર

અખતીયાર નહીં છતાં ધણીપણાનો હુકમ બજાવવા આવો છો તે તમને કાંઈ વીચાર કે શરમ આવતી નથી ! હે વીર મારી ખરી વાત સાંભળો પ્રથમ માંડવગઢના રાજા જસાજામના પુત્ર ગજરામારૂજીની બહુ તારીફ સાંભળી મારા માબાપે મારૂજી સાથે સગાઈ કરવાના બંદોબસ્ત સારૂ એક બ્રાહ્મણને મોકલ્યો હતો, પણ તે વેળા મારૂજી વનવાસ નીકળ્યા હતા તેથી તેની માએ ઉત્તર આપ્યો હતો કે મારૂજી મુક્ત થયે પાછા આવશે ત્યારે કબુલ કરશું એવો ખુલાસો થયો તે પછી એ લોભીયા બ્રાહ્મણે તમને સમજાવી પોતાની મતલબ સાધી તમને ખોટા મારૂજી ઠરાવી અમારી પાસે આવી કહ્યું કે ગજરામારૂજી સાથે સગાઇ કરી આવ્યો છુ તે સાભળી હુ બહુ રાજી થઈ હતી પછી તમે જાન લઇ આવ્યા તે વેળા મારા પતી ગજરામારૂની હુશીયારી જોવા સારૂ મેં આઠ પડદા જુદા જુદા રંગના બાંધી જુદી જુદી શમશાઓ કહી હતી તે વેળાએ ગજરામારૂએ ઉતર આપ્યા હતા માટે તેનેજ પરણી છું ને પછી તમે દગલબાજીથી મને અહીંયાં લાવ્યા તે વેળા આજ ઠેકાણે મારૂજી સામઇયુ લઇ આવ્યા હતા તેને જોઇ તમારી દગલબાજી સમજી ગઇ હતી માટેજ મારૂ પતીવ્રતપણું પાળવા આ ઠેકાણે બંગલો બાંધી રહી છું માટે તમે મારા માડીજાયા વીર જેવા છો તેથી પોતાની આબરૂ સહીત ઘેર પધારો હુ જેની સાથે પરણી છું તેને ઘેર જઇશ, એવી રીતે પુષ્પાદેનો ઉતર સાંભળી રૂપસીંહે વીચાર કર્યો કે હાલ એ મારૂ બીજા ઓરડામાં છે તે મેં નજરે જોયો છે પણ અહીંયાં હું એકલો છું તેથી જો એની સામો થાઉં તો તે મારો ઘાટ ઘડી નાખે કેમકે આવા જોરાવર રાક્ષસને એક તરવારને ઝટકે મારી નાંખ્યો હતો માટે હાલ તો પાછો મોહોલે જાઉં. સવાર પડે શુરા અમલદારોને સાથે

લઈ આજ આજ ઠેકાણે ઝાડ સાથે બાંધી એક તીરથી એ રાંડને મારી નાંખું એવો વીચાર કરી તે શીકાર પડીને પોતાને મોહોલે આવી પોતાની મામીને સરવે સમાચાર કહ્યા તે સાંભળી મામી તેને કહેછે.

દુહો—મોળીયુ મુકીને ઓટ ચુંદડીરે. કાંઇ લજવ્યુ છે કુળ કપુતરે, કાંઇ ભાલો ભાંગીને ઘડાવ રેંટીયો, તું તો કાન ગ્રીણેરા સુતરે; તું તો ૨૨૪ તેની વણાવ્ય જાઇને પામરી તે તો પહેરાવ્ય મારૂને નેટરે; તે તો પશુ પખીને બહુએ પાળે છે, નેમ તારૂ તે ભરશે પેટરે; તેમ ૨૨૫

અર્થ—રૂપસીંહને એની મામી કહે છે કે હે બાયલા તે ક્ષત્રીનું પાણી લજાવ્યું માટે ગમશેર ને ભાલો એ તને શોભતાં નથી માટે મરદનો પોશાક ઉતારી સ્ત્રીનો વેશ ધારણ કરી રેંટીયો કાંત્ય અરે મુરખ આ પ્રમાણે કોઇ શતરૂ તારૂ રાજ લેવા આવે તો તું શી રીતે લડાઇ કરી રાખી શકે. અરે બાયલા તુ ફુલાદેને લીધા વીના કેમ આવ્યો. તે કાં' પાણી દેખાડયુ નહીં હવે ચોફાળ ઓઢી પોક મુક ધીકાર છે તારા અવતારમા ! એવી અપમાન ભરેલી બોલી સાંભળી રાજા પોતાની મામીને કહે છે કે હે મામી આવા છેક હલકા શબ્દો કેમ બોલો છો ? સવારે કેતુ જુદ્ધ કરી એ ફુલાદેને કેરી તીરથી વીંધાવી નખાવુ છું એમ કહી મામીને સમજાવે છે હવે રૂપસીંહ ફુલાદેને મોહોલે ગયો તે પછી ફુલાદે મારૂજીની પાસે આવીને કહે છે કે પ્રીય પતી રૂપસીંહની સાથે પરસ્પર જે વાતો થઇ તે તમને કહું તે સાંભળો, તે સાંભળી મારૂજી કહે છે કે હે પ્રીયા તમારૂં પરસ્પર જે જે ભાષણ થતુ હતું તે સર્વે મેં સાંભળ્યુ છે માટે વીગતવાર કહેવાની કાંઇ જરૂર નથી. અહો પ્રીયા, રૂપસીંહ પોતાનુ લશકર લઈ મારી સામા લડવા આવશે તો તેને હું અનીરૂદ્ધજીની

પેઠે એકલો પુરો પડીશ તે વાતેની જરાએ ચીંતા ના કરસો નહી તને હું ચોરની પેઠે નહીં લઇ જાઉં એને દરબાર વચ્ચે દેખાડી કરીને લઇ જાઇશ માટે તમે પોતાના સોળે સણુગાર સજી દાસી સુદ્ધાં તઇયાર થઇ જુદા ઘોડા ઉપર બેશી મારી સાથે ચાલો. તે સાંભળી રાણી ફુલાદે સોળે શણગાર સજી દાસી સુદ્ધા તઇયાર થઇ, એટલે મારૂજી પણ પોતાનો સરવે પોશાક પેહેરી ઢાલ તરવાર બંધુક અને ભાલા વગેરે સરવે હથીયાર બાંધી રાણી અને દાસી સુદ્ધાં દરબારમાં આવ્યો તેને જોઇ રાજા પ્રધાન અને સભામાં બેસનારા સરવે લોકો આશ્ચર્ય પામી દીંગમુઢ બની ગયા તે વેળા મારૂજી કહે છે, હે રૂપસીહજી તમો તથા પ્રધાનજી તેમજ સર્વ સભાસદોને જાહેર કરવું કે આ ફુલાદે રાણીએ પરણતી વખતે આઠ પડદા બાંધી આઠ જુદી જુદી સમશ્યાઓ પુછી હતી તેના ઉત્તરો તમે આપ્યા નથી. મે ઉત્તરો આપી પડદા છોડાવ્યા હતા માટે પ્રથમથી તે મારા નામનેજ પરણી છે, માટે તે મારી રાણી છે તેથી સરવે સભાની સાક્ષીયે હુ તેને મારા દેશ લઈ જાઉછુ તેમાં તમારો કાંઇ અખ્તીયાર નથી, માટે જે મહેનત કરશો તે સદા રદ જશે તે તમને વીદીત કરૂંછું. કદાપી તમારે બેસમજથી લડાઇ કરી સામુ થવુ હોય તો તૈયાર છું એમ કહી રાણી ફુલાદેને દાસી સુદ્ધા આગળ કરી પોતે પાછળ રહીને ઘોડાઓને પવન વેગે ચલાવી પોતાના વતન ભણી જવા નીકળ્યા, તેની પછવાડે રૂપસીંહજી પોતાના શુરવીર લશ્કરી સીપાઇ તથા અમલદારોને લઇ ત્રણ કોશ સુધી પાછળ ઉતાવળ કરી ગયા તો એ મારૂજીનો ફરી મીલાપ થયો નહી ત્યારે છેક નીરાશ થઇ પોતાના લશ્કર સુદ્ધાં પાછા વળી રૂપસીંહજી શીકે મોહોડે પોતાના રાજમેહેલમાં આવી માંદા ઉદાસ થઇ લાંબો વીચાર કરી પોતાના

મનને સમજાવ્યુ કે મેં પ્રથમથીજ હજરાઆજીનો પાયો રચી ફુલાદેને લાવ્યો હતો તેથી એ વીગે ગજરામારૂનું ને ફુલાદેનુ કહેવુ વાજબી હતુ તેથી જેનો માલ તે તેને સ્વાધીન થયો. એમ વીચારી અફ-સોસ મુકી દીધો. હવે ગજરામારૂજી પોતાની રાણી ફુલાદેને નગર આવ્યા તેની રાજા રાણીને ખબર પડતાં સામઇયું લઇ મોટુ માન આપી પોતાના રાજમહેલમા ઉતારી નાના પ્રકારની ઉત્તમ રસોઇ તૈયાર કરાવી પુત્રી જમાઇને ભોજન કરાવી તે બાદ સુવાસીક પા-નના બીડાં આપ્યા. પછી રાજા રાણીયે પોતાની પુત્રી જમાઇના કુશળવર્તમાન પુછી કેટલીકવાર ઘણા વરસની જાણુવા જોગ બાબતો પુછી તેના ખુલાસાબધ ઉત્તરો મળતા રાજા અને રાણી બહુ પ્રસન્ન થયા. પછી રાત્રીએ વાળુ કરી થોડીવાર બાગની હવા લઇ બગલામાં સુઇ રહયા તે બીજે દીવસે સુર્યોદય થતા પેહેલા ઉઠી દાતણ કરીને દાતણ કરીને રાણી ફુલાદેને કહે છે, અહો પ્રીયા હવે તુ પોતાના વાહાલા મા બાપની પાસે રહે, હું રજા લઇ જાઉ છું. તે સાભળી ફુલાદે કહે છે અહો પ્રાણનાથ, મને મુકી આપ કેમ પધારો છો ? હવે પછી આપના વિયોગથી મારાથી એક ક્ષણવાર રહી શકાશે નહી માટે જ્યા પધારો ત્યાં સાથે તેડી જાઓ. તે સાભળી મારૂજી કહે છે હે પ્રીયા, હુ તને મુકીને જનાર નથી, પણ હજુ મને બીજી બે રાણીયો મળનાર છે માટે તેની તજવીજ કરી તે બેઉને લઇ પાછો તારી પાસે આવીશ તે પછી આપણે સરવે મળીને માડવગડ જઇશુ માટે મને જવાદે તે સાભળી ફુલાદે કહેછે કે મહારાજ ભોજન તૈયાર થવા આવ્યુ છે તેથી જમીને પધારો એમ કહી સેવકોને બોલાવી સુગંધી તેલ શરીરે મર્દન કરાવી ગરમ પાણીયે નવરાવી પીતાંબર પહેરાવી અતી ઉત્તમ સ્વાદીષ્ટ રસોઇ જ

માડી સંતુષ્ટ કરી પાન સોપારીના બીડાં આપી સરવે બીના પોતાના માબાપને કહી રજા અપાવી. એટલે મારૂજી કહે છે મારી વહાલી સ્ત્રી તું કશી વાતે દીલગીર થઇશ નહી હું એક વચની છું માટે કામ ફતેહ કરી વેહેલો આવીશ. એવુ સાંભળી ફુલાંદે આસીસ દઈ કહેછે કે અહો પ્રાણનાથ જ્યાં જાઓ ત્યાં સરવ ઠેકાણે પરમદયાળુ પરમેશ્વર અહોનીશ તમને કુશળ આનંદમાં રાખી રક્ષણ કરો. એવા શબ્દ સાભળી મારૂ ઘોડેસ્વાર થઇ સારા શુકન લઇ પંથે પડયા. તે કેટલેક દીવસે ઊડળ ગુંડળના મુલકમાં આવી પોહોચ્યા. આનંદ નગર નજીક આવીને જોયુ તો શેહેરની બહાર એક અતી સુંદર વાડી જોઇ વીચાર કર્યો કે આ વાડીમાં જઇ થોડીકવાર વીશ્રાંતી લઊં. એવો નીશ્ચય કરી વાડીમાં જઇને જુવેછે તો એક અતી સુંદર મહાદેવનુ દેહેરૂ બાંધેલુ હતું તેની પાસે એક ઉત્તમ બાંધણીની મીઠા પાણીની વાવ્યમા સ્નાન કરીને મહાદેવનાં દર્શન કરી જરા વીસામો લઇ પછી શહેર જોવા જાઊં એવો વીચાર કરી વસ્ત્ર ઉતારી પંચીયુ પેહેરી સુંદર જળમા સ્નાન કરી દીલ કોરૂ કરી પોતાનાં વસ્ત્ર પેહેરી મહાદેવના દેવળમા ગયો. ત્યાં તે નગરના રાજાની પુત્રી દેવળદે પોતાની દાસીયો સાથે લઇ નાના પ્રકારનો પુજાપો તેમજ સુવાસીક પુષ્પો તથા બીલીપત્ર ધુપ દીપ વગેરે સોનાના થાળમાં ભરી શાસ્ત્ર વીધી પ્રમાણે એક ચીતે પુજા કરી કપુરની આરતી પુષ્પાંજળી ભરી પુષ્પ બીલી ચડાવીને બે હાથ જોડી શીવજીની પ્રાર્થના કરી કહે છે હે ભોળાશંભો આજે ૭ માસ થયા તમારો પુજા કરૂછું તે એટલા માટે કે માંડવગઢના રાજા જસાજામની અણુમાનીતી રાણી દામાવંતીનો પુત્ર ગજરામારૂજી રૂપ ગુણથી ભરપુર, શુરવીર, વિચારવંતને મહા પરાક્રમી છે તેની કીરતી ચોતરફ ઘણા જનને મોહોડે

સાંભળતાં મારે તેની સાથે વરવાની સંપુર્ણ મરજી છે તેથી આજ પ્રસન્ન થઇ વરદાન આપે કે એજ વર મળે, એવી રીતે પ્રાર્થના કરી. તે વાત પછવાડે ઉભેલા ગજરામારૂજીએ સાંભળી બહુ પ્રસન્ન થયા. એટલે સુઘડદેએ પાછુ ફરીને જોયુ તો મહા તેજસ્વી રાજકુંવર જોઇ અત્યત મોહ પામીને પુછેછે.

દુહા—કીયારે મુલકથી આવ્યા સાયબારે, તમે કીયારે મુલકમાં જાઓ રે, તમે૦ કઇ જનેતા પેટે જનમીયો, તમે કઇરે ગોરીના છો નાવરે, તમે૦ ૨૨૬ સાચુ કેહેજો રાજા સત્યવતરે, કહો કીયુ તમારૂ ગામરે, કહો૦ કુવર છો કોણ રાજા તણા, વળી શુ છે તમારૂ નામરે, વળી૦ ૨૨૭

અર્થ—રાજ પુત્રી દેવળદે પુછે છે કે મહારાજ તમારૂ અને તમારા પીતાનુ નામ તથા ગામ કૃપા કરી કહો તો બહુ સારૂ. તે સાભળી મારૂજી કહે છે સાભળો.

દુહા—ઉત્તર ખંડથી અમે આવીયારે, પશ્ચિમ દેશ જવાનો ભાવરે; પશ્ચિમ૦ આભા મંડળના અમે રાજવીરે, રાણી મછા ગોરીના નાવરે; રાણી૦ ૨૨૮ હુતો કુંવર જસાજમનોરે, કાંઇ માંડવગઢ મારૂ ગામરે, કાંઇ૦ હુ છુ દામાવતીનો દીકરો, ગજરોમારૂજી મ્હારૂ નામરે, ગજરો૦ ૨૨૯

અર્થ—મારૂજી કહે છે કે હે રાજપુત્રી હુ ઉતર દીશાએથી આવ્યોછુ અને પશ્ચિમમાં જવાની મરજીછે હુ માડવગઢના રાજા જસાજાનની અણુમાનીતી રાણી દામાવતીનો પુત્ર છું અને ગજરોમારૂજી મારૂ નામ છે મંછા ગોરીનો નાવ એટલે જે મારા સદગુણ જોઇને મારી ઉપર મોહીત થઇ મને વરીને મારા કહ્યા પ્રમાણે ચાલે તેનો હું સ્વામી થાઉ છુ એ સઘળુ સત્ય માનજો એવી વાત સાંભળતાં

સુધડદે અત્યંત રાજી થઇ પોતાના મનમાં વિચાર કરી મહાદેવને કહેછે કે અહો પરમકૃપાળુ શિવ જે કોઈ સ્ત્રી પુરૂષ તમારા નામનુ તપ ધ્યાનને વ્રત કરયુ હશે તેને તમે મનની ઇચ્છા પ્રમાણે વર આપી સંતુષ્ટ કર્યા છે તેમ મે પણ છમાસ સુધી ખરા ભાવથી તમારી શેવા કરી તો મારી પણ પરીપુરણ કરી. તેથી હુ વારંવાર તમને તથા ગોરમાને ( પારવતી ) અચ્યુત અને નંદકેશ્વરને વારંવાર નમસ્કાર કરૂછું એ રીતે પ્રણામ કરી માઙજીને કહેછે કે અહો પરમ પ્રીય સ્વામી તમારા રૂપ ગુણનુ વર્ણન સાભળી હુ મોહીત થઇ મળવાને આતુર હતી તે આજે સદાશીવે પ્રસન્ન થઇ સીલાપ કરાવ્યો તેથી બહુ આનંદ થયો છે, માટે રાજ મહેલમાં મારો એકાંત વાસ છે ત્યાં જરૂર પધારજોજી. તે સાંભળી માઙજી કહે છે કે તમારો ભાવ છે તો આવીશું એવો ઉતર મળતાં પોતાને સ્થાનકે જઇને પોતાની દાસીને કહે છે કે તું આપણા પ્રધાનજીને ત્યા જઇ તેની પુત્રી દેવળદે કહે કે તારી પ્રીય સખી સુધડદે તને આ ક્ષણે બોલાવે છે, તે સાંભળી તેણે સોળે સણગાર સજી સુંદર સાડી તથા તારી ટપકીની કોંચળી પેહેરી પોતાની પ્રાણ સમાન સખી સુધ દેને મોહોલે આવી એટલે તેને સુધડદેએ સરવે સમાચાર વીગત સહીત કહ્યા. તે સાંભળી બેઉ સખીયો બહુ પ્રસન્ન થઇને પોતાનો (સુધડદેનો) મોહોલ શણગારવા માંડયો.

દુહા—રંગ મોહોલનો સુંદર ઓરડોરે, તે તો શણગાર્યો ઝાકઝમાળરે; તેતો૦ ચંદરવો બાંધ્યો કીનખાબનોરે, ફરતી બાંધી સોનેરી ઝાલરે, ફરતી૦ ૨૩૦ કાચ બાંધ્યા નાના વીધ તણારે; જેમાં સુંદર મુખ દેખાયરે; જેમાં૦ કેટલાએકમાં છબીયો તરેહવારનીરે; પુર્ણ તેજ જેમાં પરખાયરે; પુર્ણ૦ ૨૩૧ ઘડીયાળ બાંધ્યું સ્વંભઆરે, કાંઇ કલાક સાંભળવા કોડરે; કોંઈ સુવરણ જડીત બે ખુંટી

ગોરે, તેતો મુકી છે જોડાજોડરે; તેતો૦ ૨૩૨ ખુરશીયો મુકી છે જોડાજોડરે; તેતો૦ ૨૩૨ ખુરશીયો મુકી શીશમ તણીરે ઘણી શોભે છે ઝકઝમાટરે; ઘણી૦ તેની જોડે શોભે નકશી ઘડીયુ, કાંઇ કાચતણુ કમાટરે; કાંઇ ૨૩૩ બીલોરી કાચની શીશીયોરે, માં હીભરીયેલ જળ ગુલાબરે, માંહી૦ લવીંગ સોપારીને એલચીરે, બીડાં ભર્યા છે સુંદર છાબરે; બીડાં૦ ૨૩૪ મેવાના ફળ માંહી મુકીયાંરે, જેવી રાજ્યવળાની રીતરે; જેવી૦ રસોઇ બનાવી છે બત્રીશીરે, કાંઇ અદકી આપીને પ્રીતરે; કાંઇ૦ ૨૩૫ દુધ સાકર ઉકળ્યાંરે, નાખ્યા તેજાના તૈયારરે. નાંખ્યા નરપતિ રાજી થાએ ઘણુરે, પછી સજ્યા તે સોળ સણગારરે પછી. ૨૩૬ એ પ્રમાણે સુઘડરેએ પોતાના રંગમહેલને નાના પ્રકારની રચનાથી ઇંદ્રપુરીની માફક સણગારીને મારૂજી સારૂ તરેહતરેહની સ્વાદીષ્ટ રસોઇ કરાવી તૈયાર રાખીને પોતે પણ સોળે સણગાર સજીને તૈયાર થઇ.

દુહા—જરકશીકોરનો સાલુડોરે, રૂડો તેમા કસુંબી રંગરે; તેમાં૦ તેનો ઓઢયો છે અલબેલીયે, તેમાં શોભે છે ગોખરૂસંગરે, તેમાં૦ ૨૩૭ શેષનાગ જાણે ચોટલોરે, ફેણુ જાણે મણી શીશ ફુલરે; ફેણુ૦ સેથે હીંગલોક પુર્યો શોભીતો. રૂડી દામણી દીપે અમુલ્યરે; રૂડી૦ ૨૩૮ હમેશનો હાર હીરે જડયોરે, તેના તેજ તણો નહીં પારરે તેના૦ અતી ઉત્તમ હાર મોતી તણા, સહુ શોભીતા શણુગારરે, સહુ૦ ૨૩૯ ચતુરાએ ચોહોડયો છે ચાંદલોરે, તેથી શોભી રહ્યું છે ભાલરે; તેથી૦ શુક ચાચ સરીખી નાસીકા, હસ્તા ખંજન પડે બેઉ ગાલરે, હસ્તાં૦ ૨૪૦ ભ્રકુટી કમાન સરીખડીરે, મૃગા નેણીના ચપળછે નેણુરે; મ્રગ. તેમાં તેજ શરદના ચંદ્રથું૦ મુખે બોલે મધુરા વેણુરે; મુખે૦ ૨૪૧ વાળી હીર જડી નાકમાં, તેમાં મોતી છે મોટાં

મુલરે. તેમાં૦ તેતો શોભે અધરપરે, તેમાં દાહમ બીજસા દતરે તેમાં૦ તમામ સુવરણુ રેખા શોભીતી; એવી કુલાદે મહા રૂપવંતીરે; એવી૦ ૨૪૩ ફુલ પાંદડીઓનાં ઝુમખાંરે, તેમાં લીલાં પીળાં જડયા નંગરે; તેમાં તેતો પેર્યા ગોરાદેએ કાનમાં, જેની કાયા ગુલાબી રંગરે. જેની. ૨૪૪ લાંબો ચતુરાનો ચોટલોરે, તેમાં તેલ ચંબેલનો વાસરે, તેમાં. ઉંચુ મેંકરે ગુલાબનું, જોતાં મનડાની પોહોચે આશરે. જોતાં. ૨૪૬ મુખડુ શરદના ચંદ્રશુરે, અની અમ્રત ભરીયાં નેણુરે; અતી. ગોરી ગાયન કરે મધુરે સ્વરે, જેનાં મીઠાં લાગે બહુ વેણુરે. જેનાં૦ ૨૪૬ દાસી લાવી અગળ ધરેરે, બાઇ લ્યોને બીડાં તંબોલરે; બાઇ. એમાં લ- વીંગ સોપારીને એલચી. ખાઈને ખાંને કરો કલોલરે. ખાઈને ૨૪૭ જરકશી લીધી કંચુકીરે, તેનો કશીને પેરી છે તંગરે, તુસી તનમનીયા હેમ હાંસડી, તેથી શોભે છે શામાનુ અગરે. તેથી. તેથી ૨૪૮ કાંકણુ સહીત કર ચુડલોરે, જડયો હેમથી ઝાકઝમાળરે, જડયો આંગળીએ વેઢ વીંટીયોરે, ગોરી ચાલે ધીમે ચાલરે ગોરી. ૨૩૯ સીંહ સામાન્ય કટીલંક છેરે, પાએ નેપુરનો ઝણુકારરે; પાએ. સાંકળાં ફલ્લા સુવ- ર્ણુનાં, તેની શોભાનો નહી પારરે,તેની ૧૫૦ અનુંપમ આંજી આંખડીરે લીલુ ટપકુ કીધુ છે ગાલરે; લીલુ તેમાં ખુંદયુછે ખુંદણુ. એવા બન્યો છે ઉત્તમ તાલરે. એવો. ૨૫૧ જાણેઇંદ્ર કેરી અપસરારે, આવી અંત્રી ક્ષથી અલબેલરે આવા કવી કહે તેની શોભા શી કહું, જેને પરણુશે માહ છેલરે. જેને. ૨૫૨

અર્થ—એવી રીતે સુધરેએ ભારે કીમ્મતના સોલે શણુગાર સજીને તરેહવાર રંગના અની ઉતમ પોશાક પેહેરી એવી શોભાયમાન બની કે જાણે ઇંદ્રના ઘરની અપસરા અંત્રીક્ષથી ઉતરી હો એવી શોભાયમાન દેખાવા માંડી, પછી પોતાની પ્રીય સખી દેવળદેને કહેછે

કે બેન તુ પણ તારે ઘેર જઈ સોળે સણગાર સજી મારી પાસે જે-
હલી આવ, એટલે આપણે મારૂજીની વાટ જોઈ તઈયાર રહીયે
એવું સાંભળી દેવળદે પોતાને ઘેરજઈને સોળે શણગાર સજી તરેહવાર
ભારે કીમ્મતના પોશાક પેહેરી તરત સુઘડદેને મોહોલે આવી એટલે
દાસીને આજ્ઞા કરી કે આગલી બારી આગળ બે જડીત્ર ખુરશી નાંખ્ય
એવો હુકમ થતા દાસીયે ખુરશી બારી આગળ મુકી એટલે સુઘડ-
દેએ પોતાના કાચના કબાટમાંથી અની ઉતમ બસરાઇ ગુલાબની
અતરની શીશી કહાડી તેમાંથી અતર લઇને પોતાના પોશાક ઉપર
તથા દેવળદેના પોશાક ઉપક ઉપર છાંટીને શીશી પાછી મુકીને બેઉ
સખીઓ બારી આગળ આવીને ખુરશી ઉપર બેસી ગજરામારૂજીની
તારીફ કરી વાત કર્યા કરે છે, એટલે મારૂજી પણ પોતાનો બરજ-
રીનો પોશાક પેહેરી તે ઉપર ગુલાબ, મોગરો, ચંબેલી, જાઇ જુઇ
અને કેવડો વગેરે ભારે કીમ્મતના અતરો પોશાક ઉપર જુદેજુદે ઠેકા-
ણે છાંટી ઘોડાને તરેહવાર ચાલથી નચાવતા નચાવતા સુઘડદેના મો-
હોલ નજીક આવ્યા એટલે બેઉ સખીયો નીચે ઉતરીને તેમને મ્હોટું
માન આપી ઉપર તેડી લાવીને એક ભારે કીમતી જડીત કોચ ઉપર
બેસાડીને તેમને પાન સોપારીનુ મસાલાદાર બીડાં આપી નાનાપ્રકા-
રનાં વીનોદની વાતો કરીને રસોઇયા પાસે અનકુટના જેવી તરેહવાર
રસોઇ તઇયાર કરાવી હતી તે મારૂજીને સુવર્ણના પાટલા ઉપર બેસા
રી તેમની રૂચી પ્રમાણે તૃપ્ત કરી જમાડીને ઠંડુ જળપાન કરાવીને
પાનના બીડાં આપ્યાં તે ખાઇને મારૂજી કહે છે અહો પ્રીયા તેં
આજે મને ભાવ સહીત જે જે માન આપ્યું છે તે જોઇ હું ઘણો
પ્રસન્ન છુ તેમ તારૂ રૂપ અને ગુણ જોઇ મોહીત છું એવું કહેતાં
ગુલાબના અતરની ખુશબો આવી તે જોઇ સુઘડદે પુછે છે કે

નાથજી અમે એક બે જાતના અતર વાપર્યા છે, પણ તમારી પાસે ઘણી જાતના અતરોની જુદી જુદી ખુશબો આવે છે તેથી મારૂ મગજ તર થઇ ગયુ છે એમ કહી બે હાથ જોડી વીનંતી કરી કહે છે કે હે પ્રાણનાથ મેં ઘણા દીવસથી આપની સુકીરતી સાંભળી છે તે દીવસથી મનથી તમને વરી ચુકી છુ પણ આજે તનથી વરોતો મુજ્હા આનંદ થાય. તે સાંભળી મારૂજી કહે છે જેમ આપની ઇચ્છા આવે તેમ કરો. આવા ઉતર મળતાં કોઇ ન જાણે એમ વીવાંહની સામગ્રી મગાવી ગોરને બોલાવીને ગણેશ પાટ બેસાર્યા એટલે રૈવલદે કહે છે કે હે પ્રીય સખી તારે ને મારે ન્હાનપણથી પ્રીતી છે તેથી મારી પ્રકૃતિની તને સરવે ખબર છે, માટે હે બેન મારૂજી ઉપર મારુ પણ મન બહુ મોહીત થયુ છે. તેથી હું પણ એમને પરણીશ તો આપણે સદા સંતાપ પામી સંજોગે રહીશુ. વળી તમારી ને પ્રાણ પતીની સદાય આજ્ઞા પાળીશ. તે સાંભળી સુઘડદેને બહુ દયા આવી તેથી વાત કબુલ રાખીને બેઉ સખી પ્રેમ સહીત ગોરની સાક્ષી મારૂજીને વરી મંગળ ફેરા ફરી ગોરને દક્ષણા આપીને રાજી કરીને કહે છે કે ગોરદેવ આ વાત કોઇને કરશો નહીં ગોર કહે સારૂ બાઇ એમ કહી પોતાને ઘેર ગયા એટલે નાના પ્રકારના પુષ્પ મંગાવી પલંગ ફરતી જાળી ગુંથાવીને તેમા મારૂજીને સુવારી બે સખીયો એ પગ ચાંપવા મંડી તે જોઇ મારૂજી પણ બહુ પ્રસન્ન થયા એમ હાસ્યવીનોદથી રાત્રી પુરી કરી. સવાર થતા પેહેલા મારૂજીએ કહ્યું કે તમે બેઉ જણ સજીને તૈયાર થાઓ કેમકે હવે પછી હુ એક પળવાર રોકાનાર નથી. તે સાંભળી બેઉ સખીયોએ પોતપોતાને ઘેરથી પોતાનાં વસ્ત્ર અલંકાર તમામ લઇને સુઘડદેના રથમાં બે જણી બેઠી એટલે મારૂજી પણ પોતાના સરવે હથીયાર બાંધી ઘોડા ઉપર બેશી રથની આગળ થયા તે શેહેરના દરવાજા આગળ ગયા એટલે દરવાને સુઘડદેનો રથ

ઓળખીને હાંકનારને પુછ્યું કે આ રથ રાજ પુત્રી સુધડદેનો છે તે સવારના પોહોરમાં દાસ દાસીયો વગર ક્યાં જાય છે? એમ કહીને રથને તથા મારૂજીને અટકાવી બીજા સીપાઈ સાથે રાજાને ખબર કહેવરાવી કે મહારાજ આપની પુત્રી સુધડદે રથમાં બેશી ગામ બહાર એક છેલ પુરૂષ સાથે જાય છે, એવુ સાંભળી રાજાએ પોતાના પ્રધાનને તથા લશકરના અમલદારોને આજ્ઞા કરી કે રથ પાછો વાળી મોહોલે મોકલી દઇને તે છેલ પુરૂષને પકડી મારી પાસે લાવો. એવી આજ્ઞા થતા પ્રધાનને કહયા પ્રમાણે કરી લશ્કરના જોધાઓ પાસે ઘેરાવો લીધો તે જોઇ મારૂજીએ પોતાના મનમાં વીચાર કર્યો કે બાર વરસ થયાં હું બહાર નીકળ્યો છું ત્યારથી તે આજ દીન સુધી જગેશ્વર મહાદેવે મારી લાજ રાખી છે તેમ આજે પણ આ મહા સંકટમાથી છોડાવશે એમ વીચારી પોતે મહાદેવનુ ધ્યાન ધરીને હિમ્મત રાખી એટલે મહાદેવે તેને શુરાતન આપ્યુ એટલે પોતાની શીરોઇની તરવાર મ્યાનમાંથી કહાડીને અનીરૂદ્ધની જેમ ગર્જના કરી ફરી વળ્યો તે કેટલાકને સમશેરના સપાટા લગાવ્યા, કેટલાકને ભાલા માર્યા કેટલાકને હાથમાં ઝાલી ચીભડાં માફક પછાડયા એવી રીતે આખી સેનામાં ભંગાણુ પાડયુ તેથી જોધાઓ સરવે નાસવા માંડયા. તે જોઇ પ્રધાને જઇને રાજાને કહયુ કે મહારાજ કોઇ અનીરૂદ્ધ જેવો મહા બળવાન જોદ્ધો આવ્યો છે તે ખુબ લડાઈ કરી બધાને નસાડે છે. તે સાંભળી રાજાએ પ્રધાનને કહ્યું કે લડાઇ બંધ કરાવીને એને મારી પાસે પકડી લાવો તે સાંભળી પ્રધાને તેને ઠંડો પાડી સમજાવીને રાજા પાસે લાવી સામો ઉભો કરયો એટલે તેનું રૂપ જોઇ ખુબ મોહ પામીને પુછે છે કે આપનો દેશ કીયો, પીતાનું નામ શું અને આપનું નામ શું તથા યુવા અવસ્થામાં શા કારણ માટે પરદેશ નીકળ્યા છો તે સરવે સત્ય કહો. તે સાંભળી મારૂજી કહે છે કે મેં-

ખવડના જામાજામ રાજાની અનુમાનીતી દામાવંતીનો પુત્ર છું મને સર્વ ગજરેમારૂ કહીને બોલાવે છે. એવુ સાભળી રાજા પ્રધાનને કહે છે કે અહો પ્રધાનજી જેની સુકીરતી ચોતરફ ખુબ ફેલાઇ છે તે પુરૂષનું દર્શન થવું દુર્લભ છતાં તે પ્રત્યક્ષ આપણે ઘેર આવ્યા છે માટે હું સુઘડદેને કન્યાદાન આપી એની સાથે પરણાવી દઉ તે સાંભળી પ્રધાન કહે છે કે મહારાજ તમારો વિચાર બહુ સારોછે હું પણ મારી લાડકડી પુત્રી દેવળદેને કન્યાદાન આપી પરણાવી દઉ તો બન્ને સખી બાળપણાનાં મન મેલાપી છે તેથી એક સ્થાને રહી સુખી થશે. એવો નીશ્ચય કરીને એક મોહોટો સુશોભીત માડવો બાધી રૂડું મહુરત જોવરાવી રાજા પ્રધાન બેઉ જણાયે શાસ્ત્ર વિધી પ્રમાણે કન્યા દાન આપવા માંડયા તે સમયે સર્વ સાહેલીયો મળી મધુર ગીત ગાયછે.

દુહા—સહીયર મળી સહુ સાથમારે, તેનો હરખીને વર ગુણ ગાયરે; તેતો૦ ચોરી બાધી છે સુંદર ચોકમાં, ત્યાતો શુભ મંગળ વરતાયરે, ત્યાં તો૦ ૨૫૩ ચાર મગળ ફેરા ફેરવેરે, તેતો હરખે છે સરવે જાનરે, તેતો૦ હસ્તી ઘોડા રથને પાલખી, હીરા મોતીનાં આપ્યા દાનરે, હીરા૦ ૨૫૪ પરણી ઉઠયા બહુ પ્રીત્તથારે, તેને આનંદ અંગ ન માયરે; તેને૦ સુઘડદે દેવળદે બે રાણીયો, તેતો જોઇને રાજી બહુ થાયરે; તેતો૦ ૨૫૫ સખીયો સહુ આશીશ દીયેરે, તમને પ્રસન્ન થયા મહાદેવરે, તમને૦ તેથી મનવાંછીત વર આપીયો, સદા કરજો સ્વામીની સેવરે, સદા૦ ૨૫૬ માયા તે અમપર રાખજોરે મારી માયાળુ બન્ને બેનરે; મારી૦ પાછા સહીયર વેહેલાં આવજો, તમો સાંભરશો દીનરેનરે; તમે. ૨૫૭ અર્થ—એ પ્રકારે રાજાએ તથા પ્રધાને પોત પોતાની પુત્રી શાસ્ત્ર વીધી પ્રમાણે વસ્ત્ર, હીરા જડીત સુવર્ણના અલંકારો, મોતીના હાર, રોકડી સોના મોહોરો, અશ્વ ગજ રથ પાલખી, દાસ દાસીઓ વગેરે ઘણો માલ આપી ખુબ સંતુષ્ટ કર્યાં તે સમયે સરવે સાહેલીઓએ મળી ગીત ગાઇને આશીર્વાદ

દીધો. તે સમયે ઢોલ, તાંસાં, નોબત, શરણાઇ, ભેર ભુંગળ વગેરે નાના પ્રકારના વાજીંત્ર વાગ્યાં તેથી નગરના સર્વે લોક જોઇને ખુબ રાજી થયા. પછી આખા શહેરમાં નોતરાં દેવરાવી અતી ઉતમ તરેહવાર રસોઇ કરાવી સર્વને સતુષ્ટ કરી જે જેને ઘટે તેવા પોશાકોનાં ઇનામ આપ્યા સર્વ ન્યાયકોને રાજાએ તથા મારૂજીયે બહુ દાન આપ્યાં એ રીતે લગ્નનું કામ પત્યા પછી મારૂજીએ પોતાના બેઉ. સસરા પાસે સ્વદેશ જવાની આજ્ઞા માગી એટલે સરવ સાથ એકઠો થયો. ત્યાં રાજા રાણી ને પ્રધાન તથા તેની સ્ત્રી વગેરે એ પોતાની પુત્રીને બહુ શીખામણ દીધી વળી નીકળતી વખતે બન્નેની માતાએ તરેહવાર વસ્ત્ર અલંકાર આપ્યા પછી જે મારૂજીને આપેલા સેવકો હતા તેને હથીયાર બંધાવ્યા સરવ સાથ મળી ગાજતે વાજતે વીદાય કરી સૌ સૌને ઘેર ગયા તે બાદ મારૂજી કુચમુકામ કરી કેટલેક મુલાકેને નગર આવ્યા તેની રાજાને ખબર પડતાં બહુ માન આપી સામઇયુ કરી મોહોલમાં લાવી સર્વને સંતુષ્ટ કરી ભોજન કરાવ્યું. એ રીતે બે દીવસ પરોણાગત કરી સુખડદેના પીતા કરતા બધી વાતે બમણો વીવેક કરી બતાવ્યો પછી સર્વ સાથ તૈયાર કરી ગાજતે વાજતે વીદાય કર્યા તે કુચ મુકામ કરતા ચાલ્યા જાય છે. તે દીવસે રાણી ચંપાદે પોતાના મનમા વીચાર કરે છે કે મારો સ્વામી ગજરામારૂજી મને સત્ય વચન આપી બાર વર્ષનો વાયદો કરી આ વનમાં મહાદેવને ખોળે મુકી ગયા છે તેને આજે બરોબર બાર વર્ષ પુરાં થયા છે તો પણ હજુ સુધી તે આવ્યા નથી તેથી હવે પછી મારા મનને ધીરજ રહેવાની નથી, માટે આ વડના ઝાડ ઉપર ચડીને જોઉં ને તે દુરથી નજરે પડે તો બહુ સારૂ થાય એમ વિચારી તરત ઝાડ ઉપર ચડીને જોયુ તો ઘણે દુરથી એક મોહોટું લશ્કર ચાલ્યું આવે છે તે જોઇને પોતાના જીવને હીમ્મત આવી કે લશ્કરમાં

મારો સ્વામી હોય તો આજે અત્યંત આનંદ થશે એમ ધારે છે. એટલે તે વનના પક્ષીયો જુદે જુદે સ્વરે એક પછી બીજુ બોલી સારા શુકન આપે છે એટલે તો ખરેજ મારૂજી પોતાના ઘોડા ઉપર બેસી નાના પ્રકારની ચાલથી ઘોડાને નચાવતા નચાવતા નજીક આવ્યા એટલે ચંપાદેએ ઓળખતા તરત હેઠી ઉતરીને મારૂજી પાસે આવી પુછે છે કે હે સત્ય વચની સ્વામીનાથ! આપ વરરાજનના જેવા ભરજરીનાં પોશાક પહેરી આવ્યા છો તે આનંદની વાત છે પણુ મહારાજ આપ શરીરે તો કુશળ આનંદમા છો ને? તે સાંભળી મારૂજી કહે છે અહો મારી પરમ પ્રીયા પટરાણી! હુ જગેશ્વર મહાદેવજીના પ્રતાપથી ને તમારા આશીર્વાદથી તમારો મારો વિયોગ રહયો તે દીવસથી તે આજ દીન સુધી કુશળ આનંદમાં છુ તેમ તમોએ શુકન કહયા હતા તે પ્રમાણે બીજી ત્રણુ રાણીયો પરણીને સાથે લાવ્યો છું. ને તે ત્રણેના પીતાયે મને કન્યા દાનમાં હીરા જડીત સુવર્ણના અલંકારો તથા સુંદર વસ્ત્રો અને શસ્ત્ર બંધ શુદ્ધ યોધ્યાઓની સેના તથા હસ્તી ઘોડા રથ પાલખીયો ઊંટ વગેરે બધુ વિવેક અને પ્રીતી સહીત આપ્યુ છે તે સાંભળી ચંપાદે બહુ પ્રસન્ન થઇ પછી મારૂજીયે સર્વ સેના સહીત ડેરા તંબુ તાણી તેજ ઠામે વીરામ લેવા રહયા. ત્યાં મારૂજીએ સેવકો પાસ પુસ્પ બીલી વગેરે મંગાવી પોતે નાઇને ધોએલા પવીત્ર વસ્ત્ર પહેરીને મહાદેવજીની પુજા કરી ચંદન, અક્ષત, બીલી, પુસ્પ, અબીલ, ગુલાલ વગેરે ચડાવી ધુપ નૈવેદ્ય આરતી વગેરે કરી મંત્ર પુસ્પાંજલી કરી ચારે રાણીઓને દર્શન કરવાની આજ્ઞા આપી એટલે તે ચારે જણીઓ એકઠી મળી દર્શન કરી તંબુમાં આવી. તે પછી બીજા બાવાજીનો દર્શન કરી

પોત પોતાને સ્થાનકે આવી રસોઇ બનાવી જમ્યાં. રાજા રાણી પણ પોતાના તંબુમાં થાળો મંગાવી ભોજન કરી પાન સોપારીના બીડાં ખાઇ ચારે રાણીઓએ વીવેક સહીત ઘટારત પ્રમાણે વાતો કરી પરસ્પર પ્રીતી બાંધી. તે જોઇ મારૂજી બહુ ખુશી થયા પછી તેજ ઠેકાણે રાત્રી નીરગમન કરી મોટે પરોઢીએ ઉઠી કુચ કરી લાંબી મજલ કરી ચંપાદેને નગર ગયા. તેની રાજાને ખબર પડતાં મોટી ધામધુમથી સામઇયુ લઇ પોતાના મોહોલમાં તેડી લાવ્યા ત્યાં ખુબ માન આપી ભોજન કરાવ્યુ. તે પછી સરવને જમાડયા. એ રીતે પાંચ દીવસ પરોણાગત રાખ્યા તેના દરમ્યાનમા મારૂજીની સાસુ ને સસરાએ મારૂજીને બાર વરસની મુસાફરીના સરવ વર્તમાન પુછયા. તેનો વીગત સહીત ઉતર આપ્યો તેથી તેમના મનનુ સમાધાન થયુ તે બાદ છેલ્લે દીવસે સર્વના કરતા મોઘા મુલના વસ્ત્ર અલંકારો પોતાની પુત્રી તથા જમાઇને આપી સતુષ્ટ કરી બીજી ત્રણ રાણીયોને પણ પોશાકને અલંકાર આપ્યા તે પછી દાસ દાસીયોને હથીયારબંધ લસ્કર સરવના કરના વીશેષ આપી ખુબ પ્રસન્ન કરી રવાને કર્યાં તે કુચ મુકામ કરી થોડે દીવસે માડવગઢ નજીક આવ્યા તેની રાજસેવકોને ખબર પડતા દુરથી જોઇ તરત રાજા જસાગમને જઇને કહયું કે મહારાજ આપણા શહેર નજીક કોઈ બળવાન રાજા પુશકળ લસ્કર લઇ આવે છે તેની મને ખબર પડતાં તમને કહેવા આવ્યો છું. તે સાંભળી રાજાએ પોતાના પુલસંગ વજીરને કહયું કે હે વજીર આપણા શહેર નજીક કોઇ મહા બળવાન રાજા બહુ લસ્કર લઇ આવે છે તે યુધ કરી આપણું રાજ લેશે તો આપણે કેમ કરીશું. એ બળવાન સાથે કશું જોર ચાલનાર નથી. અરે પ્રધાન, જો આ વખતે

મારો શુરવીર પુત્ર ગજરોમારૂ હોત તો તે સામુ યુધ કરીને મારૂ રાજ્ય રાખત. અરેરે હું કેવો મુર્ખ કે મહા પરાક્રમી પુત્રને વીના અપરાધે વનવાસ કહાડયો છે તે દીવસથી તે આજ દીન સુધી કેટલીક વાતનું જે જે નુકશાન થયું છે તે સર્વે તમારા ધ્યાનમાં છે. અરેરે તે દિવસથી મન ઘણું ઉદાસ રહે છે. મારી ઉપર નીશ્ચય મહાદેવજીનો કોપ થયો માટે હુ અપરાધી ક્ષમા માગી. વિનંતી કરૂં છું કે હે જગેશ્વર મહાદેવ, મારા અપરાધ દુર્ગુણુ સામુ ન જોતાં ત મારી વડાઇ અને ભોળપણા સામુ જોઇ તમે હવે મારા ગજરામારૂને મેળવશો તેની ઉપર હું અપાર પ્રીતિ રાખીશ, એવી રીતે પ્રધાન પાસે વાતો કરે છે એટલે બીજા પાચ સેવકો ઘણી તાકીદથી દોડતા આવીને રાજાને કહે છે કે, હે મહારાજ, તમે જરાએ ચીંતા કરશો નહિ. એ તો આપનો પુત્ર ગજરોમારૂજી પધારે છે. એવુ સાંભળી રાજાના મનમાં જે આનંદ થયો તેવો આનંદ કોઇ દીવસ થયો નહોતો, માટે પ્રધાનને હુકમ કરી પોતાની સર્વ સેના તથા નગારા, નીશાન, નોબત, શરણાઇ, ભેર, ભુગળ વગેરે વાજીંત્ર સહિત સર્વ તૈયાર કરી ગાજતેવાજતે સામૈયુ લઇ મારૂજી પાસે આવ્યા. તે સમયે તેણે પોતાના તીર્થરૂપ પિતા જાણી પ્રેમપુર્વક પ્રણામ કર્યા. પછી પરસ્પર કુશળ સમાચાર પુછી ગાજતેવાજતે મોટી ધામધુમથી દરબાર આગળ આવ્યા. ત્યાં રાજા રાણીઓએ તથા પ્રધાને અને નગરશેઠ તથા શેઠ શાહુકાર આદિએ સોના રૂપાના ફુલથી વધાવી ગુલાબ, ચમેલી, મોગરાના ફુલથી વધાવ્યા. પછી દરબારમાં લાવી કચેરી ભરી ત્યા પુરવાસી જનોએ રાજરીતી પ્રમાણે જુહાર કરી કુશળ વર્તમાન પુછ્યા. પછી રાજાએ જોશીને પુછ્યું કે મહારાજ, ગજરામારૂને રાજ્યાભિષેક કરવાનું મુહુરત જુવો. તે સાંભળી જોશીએ ટીપ-

ણુ જોઇ કહયું કે મહારાજ આજે કુંભરાશીનો ચંદ્રમાં ત્રાંબાના પાયે છે. વળી અમૃત ચોઘડીયુંને અમૃત સીદ્ધી યોગ છે તેથી સત સંવત્સર સુધી મનવાંછીત ફળ ભોગવશે. એવું સાંભળી પંડીતોને આજ્ઞા કરી અને શાસ્ત્ર વીધી પ્રમાણે રાજ્યાભીષેક કર્યો તે વેળા નાના પ્રકારના વાજીત્ર વગડાવ્યાં સર્વ કર્મ પુરૂં થયા પછી બ્રાહ્મણોએ આશીર્વાદ દીધા કે હે મહારાજ તમારો પુત્ર દેવતાને મનુષ્ય સર્વને સંતુષ્ટ કરશે એ અમારો આશીર્વાદ છે રાજાએ તથાસ્તુ કરી તે બ્રાહ્મણોને તથા બીજા સર્વ યાચકોને પોતપોતાની યોગ્યતા પ્રમાણે દાન આપ્યા અને ગુલાબજળ છાંટયું જસોજામ કહે છે કે અહો પરમ પ્રગનજનો, આજે તમે અતી શ્રમ લઈ મને ને મારૂને બહુ માન આપ્યું તેનો હું ઉપકાર માનુછું એમ કહી કચેરી બરખાસ્ત કરી તે પછી મારૂજી પોતાની મા દામાવતીને તથા અપરમાને પગે લાગ્યો એટલે તેમણે આશિર્વાદ દીધો જસાજામે દામાવતીને પટરાણી કરી ને બીજી રાણીને પ્રસન્ન થઈ કબુલ કર્યું એટલે તેમના લજામણા પુત્રો ગત થયા. તે બાદ સાતેને સારા પુત્રો આવ્યા તેથી સરવે સંપીને ચાલી. મારૂએ રામરાજ જેવી નીતી ચલાવી તેથી સરવ પ્રજાને આનંદ થયો

